# બહેનોને

[ રાજકુમારી અમૃતકોરના અંગ્રેજી 'ટુ વિમેન'નો અનુવાદ ]

અનુવાદક
**કરીમભાઈ વોરા**




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# બહેનોને

[ રાજકુમારી અમૃતકૌરના અંગ્રેજી 'ટુ વિમેન'નો અનુવાદ ]

અનુવાદક

**કરીમભાઈ વોરા**




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# અનુક્રમણિકા

# બે બોલ

હિન્દને પોતાની મુક્તિ અહિંસાને માર્ગે મળવાની હશે તો તે લડતમાં સ્ત્રીઓને મહત્ત્વનો ભાગ લેવાનો રહેશે, કેમ કે સ્ત્રી અહિંસાની મૂર્તિ છે. કષ્ટ સહન કરવાની ટેવ અને ક્ષમા એ સ્ત્રીત્વનાં ખાસ લક્ષણો છે. એટલે જ્યારથી સત્યાગ્રહને માર્ગે આપણે આપણી રાષ્ટ્રીય લડત ચલાવવા માંડી છે ત્યારથી કુદરતી રીતે જ સ્ત્રીઓ તેમાં મોખરે આવી છે. આપણી બહેનોમાં આપણી પાસે શક્તિનો એક અનામત ભંડાર પડેલો છે પણ આજની ઘડીએ અજ્ઞાન, વહેમ અને ઘરકામની ગુલામી નીચે તે શક્તિ દબાઈ ગયેલી છે. તેથી રાષ્ટ્રીય કાર્યને વરેલા એકેએક સેવકની ફરજ છે કે શક્તિના આ અખૂટ ભંડાર પર ચડેલાં પડોને દૂર કરીને તેને રાષ્ટ્રની લડતને માટે મોકળો કરવો. આ જ કારણે પોતાના પંદર મુદ્દાવાળા રચનાત્મક કાર્યક્રમમાં ગાંધીજીએ એ કાર્યને મુખ્ય સ્થાન આપ્યું છે.

આ ચોપડીનાં લેખિકા રાજકુમારી અમૃતકોર સ્ત્રીસેવાના કાર્યમાં અથાક પરિશ્રમ કરનારાં છે. તેમના જેલનિવાસનું આ સુંદર ફળ આપણને મળ્યું છે. ઑગસ્ટ, ૧૯૪૨માં જે ધરપકડો થઈ તેની પહેલી ટુકડીમાં જ રાજકુમારી અમૃતકોર પણ ઝડપાયાં. તેમનું આ લખાણ તેમના સ્ત્રીસેવાના કાર્યના અનુભવમાંથી નીપજેલું છે. તેમના લખાણમાં અલબત્ત તેમના અનુભવની મર્યાદા પણ છે. સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે તેમણે જે સૂચનાઓ કરી છે, તેમનો જુદા જુદા સંજોગો પ્રમાણે ઘટતો વિકાસ કરવાને પૂરતો અવકાશ છે. તેમનો આશય સ્ત્રીસેવાનું કાર્ય કરનાર સેવિકાઓને માર્ગદર્શક થાય તેવી વિગતવાર સૂચનાઓની ચોપડી આપવાનો નથી, સ્ત્રીઓના પ્રશ્ન વિષે રસ જગાડીને તેના પર આપણું ધ્યાન એકાગ્ર કરવાનો છે.

મહાબળેશ્વર,
૨૮મી મે, ૧૯૪૫

પ્યારેલાલ

# પ્રસ્તાવના

આજ ઘણાં વરસોથી આપણી બહેનોની સેવાના કાર્યમાં હું મારો નમ્ર ફાળો આપતી આવી છું, અને એ બધા વખત દરમિયાન આપણી કેળવાયેલી તેમ જ પૈસેટકે સુખી વર્ગની બહેનોએ મને વારંવાર પૂછ્યું છે કે, આપણી ગરીબ બહેનોની સારામાં સારી સેવા કરવાને અમારે શું કરવું જોઈએ? બેશક મારું જીવન ભાગ્યવશાત્ શહેરોની બહેનો સાથે જોડાયેલું છે, મોટે ભાગે સેવાના મારા પ્રયત્નો શહેરોમાં જ થયા છે, અને આ સવાલ પણ મને શહેરની બહેનોએ જ પૂછ્યા છે. તેથી મારા જેલનિવાસ દરમ્યાન બીજું કશું કરવાનું નહોતું ત્યારે અખિલ હિન્દ મહિલા પરિષદનાં મારાં સહકાર્યકરોને સારુ મારા વિચારો અને મારી કલ્પનાઓ રજૂ કરવાનો આ લઘુ પુસ્તકમાં મેં પ્રયાસ કર્યો છે. મેં એવી આશા રાખી છે કે તેમને આ લખાણથી કંઈક ફાયદો થશે. સ્ત્રીસેવાનું કાર્ય બહુ મોટું છે. તે એક અત્યંત પવિત્ર કાર્ય છે. તે કાર્યને માટે નિઃસ્વાર્થભાવે અને ભક્તિભાવપૂર્વક કાર્ય કરનારી સેવિકાઓની જરૂર વધતી જ રહેવાની તેથી મારી એવી ઉમેદ છે કે મારા વિચારો અને મારી કલ્પનાઓ નવી પેઢીની અનેક બહેનોને એ પવિત્ર કાર્યમાં પોતાનું જીવન સમર્પણ કરવાને પ્રેરશે.

સિમલા, ૧૯૪૩ — અ૦

## ૧

# શહેરી બહેનોને

મારી સમજ પ્રમાણે આપણે કબૂલ કરવું જોઈએ કે, સાધારણ રીતે આપણે આપણા શહેરના ગરીબ સ્ત્રીવર્ગના જરાયે સંપર્કમાં આવતાં નથી. આટલું જો આપણે સ્વીકારીએ તો આપણને સહેજે સમજાશે કે આપણું પહેલું કામ તેમની સાથે અંગત સંપર્ક કેળવવાનું છે. અનુભવે હું શીખી છું કે, કોઈ પણ મહોલ્લાની પહેલવહેલી મુલાકાત વખતે સામાન્યપણે આપણને જે આવકાર મળે છે તે કેવળ કુતૂહલને કારણે. પણ જો આપણે મહોલ્લાઓમાં કોઈ વહેવારુ સેવાના કામને માટે વારંવાર જતાં થઈએ તો ત્યાંની બહેનોનાં દિલ ખૂલી જાય છે ને મૈત્રીનો માર્ગ મોકળો થાય છે. આનું કારણ એ છે કે સમજપૂર્વક કરેલી સેવા અને પ્રેમ એ જ અજ્ઞાન અને વહેમ દૂર કરવાનો કીમિયો છે, અને લોકો એવી સેવા તેમ જ પ્રેમને સહેજે વશ થાય છે. મહોલ્લાનાં બાળકોને નવડાવવાં-ધોવડાવવાં, ગંદી ઓરડીઓ વાળવીઝૂડવી, માંદાં માટે દાક્તરી મદદ મેળવી આપવી, એવાં બધાં કાર્યોથી વહેમીમાં વહેમી અને કઠણમાં કઠણ દિલ પર પણ અસર થયા વિના રહેતી નથી. અને પછી આસ્તે આસ્તે આપણું દિલ પિગળાવે એવી રીતે તે જ લોકો તરફથી આપણને લાગણીભર્યો જવાબ મળતો જાય છે. બીજું કંઈ નહીં તોયે ગરીબ લોકો દિલના ઉદાર હોય છે. અને તેથી કાર્યકર્તાઓની એક નાની ટુકડી રોજ થોડા વખતને માટે એક ને એક મહોલ્લાની મુલાકાતે જવાનું રાખે અને ત્યાંની સ્ત્રીઓ તથા બાળકોની સેવા કરે તો પડોશના બીજા મહોલ્લાઓમાંથી પણ તે સેવકોને આમંત્રણો મળવા માંડે છે. આમ એક વાર શરૂઆત થાય, પછી સેવાકાર્યનું ક્ષેત્ર કૂદકે ને ભૂસકે ફેલાતું જાય છે. પછી સવાલ એ નથી રહેતો કે આપણે શું કરવું; સવાલ એ થઈ જાય છે કે, આ બધા કામને પહોંચી કેમ વળાશે?

શહેરની બહેનોને મારી અરજ છે કે, પોતાની ફુરસદનો જરાએ જરા વખત તેમણે ગરીબ બહેનોની સેવામાં ગાળવો અને તે બહેનોના જીવનમાં આશા, ઉત્સાહ અને આનંદની જે મોટી ખોટ છે તે પૂરવી. શહેરની કેળવાયેલી બહેનોનો રોજનો ફાજલ વખત જાતજાતના સામાજિક વહેવાર અને તેને અંગેનાં કામોથી એટલો બધો રોકાઈ જાય છે કે ગરીબોની સેવાને માટે તેમને જરાયે ફુરસદ રહેતી નથી. પાર્ટીઓમાં, સિનેમાઓમાં, ક્લબોમાં, દુકાનોમાં અને શહેરોના મોટા રસ્તાઓ પર પૈસેટકે સુખી સ્ત્રીઓનાં ટોળેટોળાં જોવાનાં મળે છે, પણ આપણી મોટા ભાગની જે બહેનોના કલ્યાણમાં અને જેમનાં અજ્ઞાન તથા વહેમ દૂર કરવામાં આપણી મુક્તિની એક માત્ર આશા રહેલી છે તે બહેનોના વાસોમાં તેમાંની એકે જોવાની મળતી નથી, અને મળે તો રડીખડી. આપણામાંનાં ઘણાંમાં લાગણીનો જે આ અભાવ છે તે દૂર થવો જોઈએ અને જેમને આ જાતની સેવા કરવાની પ્રેરણા થઈ છે તેમણે નવો રસ્તો પાડવો જોઈએ. જે સમયે આપણા દેશનાં ઘણાંખરાં ભાઈબહેનોને એક ટંક પેટભરીને ખાવાનું પણ મળતું નથી, તેમનાં બાળકોને દૂધનો છાંટોયે જોવાનો મળતો નથી અને તેમને પોતાને ટાઢતડકા સામે પૂરતું રક્ષણ તો શું, પહેરવા ઓઢવાનાં પૂરતાં કપડાંયે મળતાં નથી, તેવા સમયમાં મિજબાનીઓ, ખાવાપીવાની ભાતભાતની વાનીઓનો હદ બહારનો ખર્ચ, પોતાને માટે ભાતભાતનાં કપડાં, ઘરેણાં અને જરઝવેરાત, — એવા બધા નકામા મોજશોખોમાં રચ્યાપચ્યા રહેવું એ ખરેખર રાક્ષસી કહી શકાય તેવું હૈયાસૂનાપણું છે.

આપણી આજની દુઃખદાયક અવદશાને માટે આપણા મુલકની ભારે ગરીબી અને આપણા લોકોનું તેથીયે ભારે અજ્ઞાન જવાબદાર છે, એ હકીકતનો ઇન્કાર થઈ શકે તેમ નથી. પરદેશીઓ તરફથી થતું જે આર્થિક શોષણ આપણી ગરીબીનું મુખ્ય કારણ છે તેને આપણે નહીં અટકાવીએ, અને તે શોષણના તંત્રને ઉખેડી નાખીને ભૌતિક મૂલ્યોને બદલે નૈતિક મૂલ્યોના પાયા પર રચાયેલી નવી સમાજરચનાનું ચણતર નહીં કરીએ ત્યાં સુધી હિંદની કારમી ગરીબીનું નિવારણ થવાનું નથી, એ પણ સાચી વાત છે. એ કાર્યને લાંબો વખત લાગશે.

પરંતુ જે અજ્ઞાનના અંધકારમાં આજે આપણો મુલક ડૂબી ગયેલો છે તેને ઓછું કરીને વધારે આશા ભરેલા ઊજળા દિવસનું પ્રભાત વહેલું ઊગે તે સારુ આપણે આજે ને આજે જરૂર કંઈ ને કંઈ તો કરી શકીએ. એટલે આપણો આજનો પ્રથમ ધર્મ એ છે કે આપણી ગરીબ જનતાનું અજ્ઞાન દૂર કરવાના કાર્યમાં આપણી બધી શક્તિ, આપણી બધી આવડત અને આપણાં બધાં સાધનો આપણે યોજીએ.

આપણા દરેક શહેરમાં સમાજસેવાનું વ્રત લઈને નિયમિત કાર્ય કરનારી બહેનોની એક સમિતિ હોવી જોઈએ. આ સમિતિમાંથી નાની નાની પેટા સમિતિઓ બનાવીને તે દરેકને જુદું જુદું ખાસ કામ સોંપવું જોઈએ. છોકરાંઓ, માંદાંઓ, વિધવાઓ, મજૂરી કરીને ગુજરાન ચલાવનારી બહેનો, ચોખ્ખું પાણી, તબીબી મદદ અને કેળવણી, માણસોને રહેવાને નકામાં હોય તેવાં ઘોલકાં જેવાં ઘરો, દરેક કુટુંબની આવક, કામના કલાકો, અને એવી જ બીજી બાબતોને લગતા આંકડાઓ મહોલ્લા દીઠ તૈયાર કરવા જોઈએ. આપણી ગરીબ બહેનોની જરૂરિયાતો કઈ છે તે તેમના જીવનમાં ઊંડાં ઊતરીને બરાબર જાણી લીધા વિના આપણે તેમને શી મદદ કરવાનાં હતાં? મહોલ્લાની બહેનો સાથે તેમની સેવા કરતાં કરતાં એક વાર સંબંધ થાય પછી આરોગ્યનું શાસ્ત્ર એટલે કે તંદુરસ્તીના નિયમો, બાળઉછેર અને છોકરાંઓની સંભાળ, ખોરાક, પાડોશીઓ સાથેનો ભાઈચારો, રોગો થતા અટકાવવાના ઇલાજો, સામાજિક સંપ અથવા શિસ્ત, અસ્પૃશ્યતા એટલે કે આભડછેટના રિવાજનાં માઠાં પરિણામો, બાળલગ્નો, સામાજિક તેમ જ ધાર્મિક પ્રસંગોએ થતાં હદ બહારનાં ઉડાઉ ખર્ચો, વગેરે વિષયોની વાતો અને ચર્ચા કરવાને તેમના નાના નાના મેળાવડાઓ કરી શકાય. ત્યાર પછી નિરક્ષરતાનિવારણ એટલે કે લખતાં વાંચતાં શીખવવાને માટે, કાંતણ, વણાટ, અને ટોપલા ટોપલી તથા રમકડાં બનાવવાનું શીખવવાને માટે તેમ જ શહેરમાં જે કોઈ ખાસ હાથઉદ્યોગ ચાલતો હોય તેની કેળવણી આપવાને માટે ધીરે ધીરે વર્ગો શરૂ કરવા જોઈએ. આપણા દેશની આજે જે કરુણ દશા છે તેમાંથી તેને બહાર લાવવાને માટે આપણી બહેનોએ શું

કરવાનું છે તેનું, અને તેમનામાં જે અનેક આવડતો અને શક્તિઓ સૂતેલી પડી છે તેનું તેમને ભાન કરાવવાની જરૂર છે. મારી એવી ચોક્કસ ખાતરી થઈ છે કે, આપણે પોતે જ્યાં સુધી શરીરબળના બધા હુમલાઓની સામે ટકી રહેવાને નૈતિક બળ સમર્થ છે એવી શ્રદ્ધા નહીં કેળવીએ, ત્યાં સુધી જમાનાઓથી ચાલતા આવેલા પુરુષોના વર્ચસ્વને લીધે, એટલે કે, તેમના દોરને લીધે આપણુ સ્ત્રીઓના મનમાં જે એક ગાંઠ વળી ગઈ છે કે આપણે હલકાં છીએ, પુરુષો કરતાં ઊતરતાં છીએ, તે છૂટવાની નથી અને જે દુનિયામાં કેવળ બળિયાના બે ભાગ નહીં હોય તેવી નવી દુનિયા રચવામાં આપણે ઉપયોગી થવાનાં નથી.

### તબીબી મદદ

આપણાં મોટાં શહેરોમાં સ્ત્રીઓ માટેની ઇસ્પિતાલો છે એ વાત સાચી છે. પણ મારા પ્રાંતનો મારો અનુભવ એવો છે કે, જે લોકો ખરેખર ગરીબ છે તેમની જેટલી સંભાળ લેવાવી જોઈએ તેટલી શહેરોમાં પણ લેવાતી નથી. એક તો, ગરીબ બહેનોને ઇસ્પિતાલમાં જવા આવવાનો ગાડીભાડાનો ખર્ચ પરવડતો નથી, અને બીજું, ઇસ્પિતાલમાં દાખલ થયા પછી જે બીજાં ખરચો થાય છે તે પણ તેમને પરવડતાં નથી. તેમને પોતાને તંદુરસ્તીના સાદા નિયમોનું અથવા રોગોને થતા અટકાવવાના ઇલાજોનું જ્ઞાન હોતું નથી. આપણા દેશમાં ઊંટવૈદોની ખોટ નથી અને ગરીબ સ્ત્રીઓ સહેજે ઊંટવૈદાનો ભોગ થઈ પડે છે. વળી પુરુષ દાક્તરો મળી શકતા હોય તો પણ તે પોતાનું શરીર તપાસે એ ઘણી સ્ત્રીઓને ગમતું નથી આપણી દેશી દાયણોને પોતાને જ તંદુરસ્તીના નિયમોનું ભાન હોતું નથી, અને તેથી ઘણી વાર તેમને હાથે મોટી ખાનાખરાબી થઈ બેસે છે; એટલે પોતાની ફરજ રીતસર અદા કરનારી કોઈ પણ સારી સરકારના અમલમાં એકેએક વ્યક્તિને જે તબીબી મદદ ખસૂસ મળવી જોઈએ તે મળતી નથી, અને આપણે ત્યાં રોગો અને તેમાંથી નીપજતાં તરેહવાર દુઃખોની એક લાંબી કથની સંભળાયા કરે છે. તેથી કાંઈ નહીં તો જે જે કેસમાં દાક્તરની મદદની તરત ને તરત જરૂર હોય તે બધાને ઇસ્પિતાલમાં

દાખલ કરાવવાની વ્યવસ્થાનું કામ આપણી સમિતિઓએ ઉપાડી લેવું જોઈએ. આવાં દરદીઓને ઇસ્પિતાલમાંથી રજા મળે તે પછી પોતાને ઘેર માંદગી પછીના આરામનો જેટલો વખત ગાળવો પડે તે દરમિયાન તેમને માટે દવા અને ઘટતા ખોરાકના ખર્ચની જોગવાઈ કરવાને માટે આપણે ફાળાઓની વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. પણ રોગ થાય પછી તેનો ઇલાજ થાય તેના કરતાં તેને થતો અટકાવવો એ વધારે સારું છે. એટલે પહેલું તો આપણે આપણા ગરીબ લત્તાઓની બહેનોને તંદુરસ્તીના સાદા નિયમોની કેળવણી આપવી જોઈએ. આપણી ગરીબ બહેનો પોતાની ગરીબીને લીધે પોતાના શરીરની ને એવી જ બીજી ચોખ્ખાઈ રાખી શકતી નથી. ઘણી વાર મને એવો કરુણ અનુભવ થયો છે કે કોઈ બહેનને કપડાં ધોવાને મેં સાબુ આપ્યો હોય પણ ખાવાનું મેળવવાની વધારે તાકીદની જરૂર પૂરી કરવાને તેને તે વેચી નાખવો પડ્યો હોય. છતાં સાચી વાત એ છે કે શરીરની અને બીજી ગંદકી એ જ રોગનું મૂળ છે એવી આપણા લોકોને સમજ નથી, અને તેથી નાહ્યાધોયા વગરનાં મેલાં છોકરાં, વાળ્યા-ઝૂડ્યા વગરનાં ઘરો, ગલીઓમાં કચરાના ઢગલેઢગલા, જાજરૂઓમાંથી અને ગટરોમાંથી ઊડતી હવાને બગાડનાર મેલી દુર્ગંધની સૂગનો કરુણ અભાવ, ખુલ્લા મહોલ્લાઓમાં ઝાડે ફરવા બેઠેલાં છોકરાં અને એકલા આપણા ગરીબોના જ નહીં પરંતુ બીજા વર્ગોના મહોલ્લાઓ અને ગલીઓનો ગંદવાડ, એ બધું આપણાં બધાં શહેરોમાં નજરે પડે છે. આપણી ફરજ આ અજ્ઞાન, આળસ અને બેદરકારીની સામે ઝુંબેશ ચલાવવાની છે. ભાર લઈને ડુંગર ચડવા જેવું આ કપરું કામ છે; તેમાં વખતની, અખૂટ ધીરજની, અને પૈસાની જરૂર છે એ વાત સાચી છે, પણ આપણો સંકલ્પ જો દૃઢ હશે તો આપણું ઘણું કામ પાર પડ્યા વિના રહેવાનું નથી.

આપણાં ઘણાંખરાં મોટાં શહેરોમાં હવે સ્વાસ્થ્ય-નિરીક્ષિકાઓ એટલે કે સ્ત્રીઓને તંદુરસ્તીને લગતી તેમ જ એવી જ બીજી સલાહ તેમ જ મદદ આપનારી બહેનો હોય છે. આ બહેનો જે સેવા કરી શકે તેનું ક્ષેત્ર બહુ મોટું છે. કોઈ પણ પ્રજાની માતાઓ અને તેનાં

બાળકોની તંદુરસ્તીને માટે સુવાવડ ખાતાંઓ અને બાળકોની સંભાળનાં ખાતાંઓ, એ એક અત્યંત જરૂરની વસ્તુ છે. સ્ત્રીઓની આ જાતની સેવા ઉઠાવે એવાં કેન્દ્રો આપણાં શહેરોમાં હમણાં હમણાં નીકળવા માંડ્યાં છે, પણ તેમની સંખ્યા બહુ જૂજ છે. વીસ વરસ પર મેં આવી જાતનું એક કેન્દ્ર શરૂ કરેલું. ઘણા વારાફેરામાંથી તેને પસાર થવું પડ્યું છે. પહેલાં તો તેને માટે શહેરની સુધરાઈ પાસેથી નાણાંની મદદ મેળવવામાં જ મુશ્કેલી પડી. વળી એ કેન્દ્રમાં કામ કરતી સ્ત્રી-સ્વાસ્થ્ય-નિરીક્ષિકા, જે જે લોકો તેની ફી આપી શકે અથવા જે જે લોકો એમ માને કે આવી સેવા તો અમને મફત મળવી જોઈએ તે લોકોની નોકર રાખેલી ધંધાદારી દાયણ નથી, એટલું બધા લોકોના ખ્યાલમાં લાવવાનો એક બીજો સવાલ થઈ પડ્યો હતો. આવી જાત-જાતની મુશ્કેલીઓમાંથી નીકળીને હવે થોડાં વરસથી એ કેન્દ્ર શહેરના સિવિલ સરજનને સલાહકાર રાખીને અને શહેરના 'મેડિકલ ઑફિસર ઑફ હેલ્થ' (તંદુરસ્તી ખાતાના વડા)ને મંત્રી રાખીને પોતાનું કામ ચલાવનારી સ્ત્રીઓની સ્વાસ્થ્ય સમિતિને આશ્રયે સારી રીતે ચાલતું થયું છે. આ કેન્દ્ર તરફથી કામ કરનારી સ્ત્રીસ્વાસ્થ્ય-નિરીક્ષિકા કેવળ ગરીબ બહેનોની સુવાવડોને લગતું કામ સંભાળે છે; સુવાવડ પહેલાંની અને સુવાવડ પછીની સંભાળના કામની જવાબદારી તેને માથે છે; ઉપરાંત તે દાયણોને કેળવે છે; પોતાના ધંધાની આવડતને લગતું સર્ટિફિકેટ મેળવી લીધા પછી એ જ દાયણો પોતાના લત્તાની સગર્ભા સ્ત્રીઓની માહિતી તેને પહોંચાડે છે; આ દાયણોની પોતાના ધંધાની આવડત કટાઈ ન જાય તે માટે વચ્ચે વચ્ચે તે તેમના વર્ગો ગોઠવે છે; આ દાયણોને જરૂરી સાધનોવાળી નાની નાની પેટીઓ આપવામાં આવેલી છે, અને સુવાવડના સઘળા કેસ સિવિલ હૉસ્પિતાલની સ્ત્રી દાક્તરને હવાલે કરવામાં આવે છે. આ સ્ત્રીસ્વાસ્થ્ય-નિરીક્ષિકા બહેન હવે બે કેન્દ્રો શહેરમાં અને બે નજીકનાં ગામડાંમાં સંભાળે છે. દાયણ તરીકેની કેળવણી લેનારી બહેનો જે ગામોમાંથી આવે છે તે જ ગામોમાં સુવાવડનું કામ કરવાને માટે તેમને તાલીમ આપવામાં આવે છે. ત્રણ વરસ સુધીની ઉંમરનાં બાળકોને તેમનું વજન કરવાને તથા તેમની

તપાસ કરાવવાને નિયમિત રીતે કેન્દ્રમાં લાવવામાં આવે છે. માતાઓ તથા બાળકો બંને માટે કૉડ મચ્છીના તેલ જેવી દવાઓ માટે તથા દૂધ અને ફળફળાદિ માટે સ્થાનિક ફાળા ઉઘરાવવામાં આવે છે અને તેમને પહેરવાઓઢવાનાં સુતરાઉ તેમ જ ગરમ કપડાં પણ આપવામાં આવે છે. વધારે ફાળો મળી શકે અને તાલીમ પામેલાં મદદનીશો મળે તો આ કામ હજી ઘણું વધારી શકાય તેવું છે. કારણ કે એક લાખની વસ્તીવાળા શહેરમાં એક જ સ્ત્રીસ્વાસ્થ્યનિરીક્ષિકા હોય એ પૂરતું નથી. પણ અનુભવે મારો એવો દૃઢ અભિપ્રાય બંધાયો છે કે, મહિલા પરિષદે અથવા કોઈ પણ સ્ત્રી સમિતિએ આવાં સ્વાસ્થ્ય કેન્દ્રોની દેખરેખનું કામ શહેરોની સુધરાઈઓ પાસેથી પોતાને માથે લઈ લેવું જોઈએ; અલબત્ત તે કેન્દ્રોને બરાબર ચલાવવાને માટે જે ખર્ચ થાય તે તો એ સુધરાઈઓ તરફથી મળવું જોઈએ. જેમને તાલીમ ન મળી હોય તેવી દાયણોને સુવાવડનું કામ કરવાની મનાઈ હોવી જોઈએ. આપણી જુવાન બહેનો તાલીમ લઈને દાયણો અને સ્ત્રીસ્વાસ્થ્ય-નિરીક્ષિકાઓ બને તેને માટે આપણે તેમને પ્રોત્સાહન આપવું જોઈએ; તેવી જ રીતે આપણી જુવાન બહેનો દાક્તરો અને નર્સો બને તે માટે પણ તેમને ઉત્સાહ આપવો જોઈએ. માંદાની માવજતનો ધંધો બીજા કોઈ પણ ધંધા કરતાં સ્ત્રીઓને વધારે ગમવો જોઈએ. પણ દુ:ખની વાત છે કે, આપણા સમાજના સાંકડા મનને કારણે ઉજળિયાત વર્ગની દીકરીઓ આ ધંધામાં પડતી નથી. પણ હવે આ ઉમદા ધંધાનું મહત્ત્વ અને આપણને તેની જે તાત્કાલિક જરૂર છે તે આપણે બરાબર સમજી લેવી જોઈશે, અને આપણી દીકરીઓને એ ધંધો શીખવાને ઉત્તેજન આપવું જોઈશે. અકસ્માતો વખતે તરત જરૂરી પ્રાથમિક સારવાર અને મદદ, માંદાની માવજત અને માંદાં તથા અશકતોનો ખોરાક તૈયાર કરવાનું કામ વગેરે બાબતો આપણા લત્તાની બહેનોને શીખવવા માટે તેમના વર્ગો કાઢીને ચલાવવા જોઈશે. પ્રજીવનકો એટલે શું એ તેમને સમજાવવું જોઈશે, તથા હાથે દળેલો લોટ, હાથે ખાંડેલા ચોખા, કાચાં શાકભાજી એ બધી આપણા આહારની ખૂબ જરૂરી ચીજો છે એ પણ તેમને શીખવવું જોઈશે. બાળકો અને

સગર્ભા સ્ત્રીઓને આપણી શહેર સુધરાઈઓ તરફથી મફત દૂધ વહેંચવાની વ્યવસ્થા થાય તે માટે આપણે એ સંસ્થાઓ પર દબાણ લાવવું જોઈશે. નિશાળે જતાં બધાં છોકરાંઓની તબીબી તપાસ થાય અને નિશાળોમાં કવાયત કરાવવામાં આવે એવો આપણે આગ્રહ રાખવો જોઈશે. વૈદક શાસ્ત્રમાં નવી નવી શોધ કરવાને બહુ મોટું ક્ષેત્ર પડેલું છે. આપણા દાક્તરોએ તેનો પૂરેપૂરો લાભ લઈને તે શોધખોળમાં પોતાનો ફાળો આપવો જોઈશે.

## કેળવણી

જે કેળવણી આપણાં બાળકોને આજ સુધી મળતી આવી છે તે અને તે આપવાની રીત આપણી જરૂરિયાતોને પૂરતી નથી, એ વિષે કશી શંકા નથી. સુધરાઈઓની કન્યાશાળાનાં મકાનો હમેશાં નહીં તો ઘણી વાર કેળવણીની સંસ્થાઓને લાયકનાં હોતાં નથી બલ્કે સાવ નાલાયક હોય છે. નિશાળો ગીચ વસ્તીમાં આવેલી હોય છે, અને ત્યાં પૂરતું હવા-અજવાળું કે રમતગમતનાં મેદાનો હોતાં નથી, શિક્ષકોની આવડતનું ધોરણ તદ્દન નમાલું હોય છે. છોકરાઓની માફક છોકરીઓને પણ ભણાવવી જોઈએ એવું માબાપો હજી સમજ્યાં નથી, એટલે નજીકમાં કન્યાશાળા હોય તો પણ પોતાની છોકરીઓને તેમાં મોકલવાની બાબતમાં તેઓ સાવ બેદરકાર રહે છે. ઘણી વાર તો છોકરીઓ લખતાં વાંચતાં શીખી રહે તેટલામાં જ તેમને કાં તો પરણાવી દેવામાં આવે છે તેથી, અથવા ઘરકામને માટે નિશાળમાંથી ઉઠાડી લેવામાં આવે છે, એટલે તે બધી ભણેલું ભૂલી જઈને પાછી અભણ જેવી જ થઈ રહે છે.

કેળવણીના ક્ષેત્રમાં હવે પાયાની કેળવણીના વિચારને સ્થાન મળ્યું છે. એટલે આપણે આપણી સુધરાઈઓને પોતપોતાના પ્રદેશોમાં શરૂઆતના પ્રયોગ દાખલ એકાદ કન્યાશાળામાં ૭ થી ૧૪ વરસની કન્યાઓને આ પદ્ધતિથી કેળવણી આપવાને સમજાવવું જોઈએ. આ કામમાં જરાયે ઢીલ કરવા જેવું નથી. પાયાની કેળવણી વિષે જરૂરી માહિતી મેળવીને તૈયાર થવાને માટે શ્રી. આશાદેવી મારફતે આપણે હિંદુસ્તાની તાલીમી સંઘ પાસે પહોંચવું જોઈએ. બની શકે તો મહિલા

પરિષદે જ્યાં બાળકોને હાથઉદ્યોગ મારફતે કેળવણી આપવામાં આવતી હોય તેવી એકાદ કન્યાશાળાની દેખરેખનું કામ પોતાને માથે લેવું જોઈએ; એવી શાળા શરૂ કરવાને માટે જરૂરી સાધનોની જોગવાઈ કરવાનું તથા તેને માટેના તાલીમ પામેલા શિક્ષકનો ખર્ચ ઉઠાવવાનું તો સુધરાઈઓએ જ રાખવું જોઈશે. થોડાં વરસના, કહો કે ત્રણ વરસના વહેવારુ અનુભવ પછી આવી શાળાની છોકરીઓ માનસિક, નૈતિક અને શારીરિક એ બધી દૃષ્ટિથી બીજી શાળાઓમાં ભણતાં બાળકો કરતાં ચડિયાતી નીવડે તો પછી પાયાની કેળવણી બધાં બાળકોને મળવી જોઈએ એવો દાવો સાબિત થયો ગણાશે.

આપણા દેશમાં છેક નાનાં બાળકો માટેની નિશાળો કે સંસ્થાઓ નથી એ આપણી મોટી અવદશા છે. આપણી બહેનોનું અજ્ઞાન અને તેમની ગરીબાઈને લીધે આપણાં નાનાં નાનાં બાળકોને જેવી જોઈએ તેવી ઉછેર મળતી નથી. રાજ્ય તરફથી આવી નિશાળોની વ્યવસ્થા કરવામાં ન આવે ત્યાં સુધી આપણી પરિષદ જેવી સંસ્થાઓએ કાંઈ નહીં તો આવાં થોડાંક નાનાં બાળકો મેળવીને તેમને પૂરતી સંભાળ અને કાળજીથી ઉછેરવાં જોઈએ. પણ આ બધું કરવામાં તાલીમ પામેલા શિક્ષકો અને સેવાભાવી કાર્યકરોની ખોટ ખાસ જણાય છે. મેં લાંબા વખતથી એવી આશા રાખી છે કે આપણી કેળવણી લેતી બહેનો પોતાનો નિશાળનો કે કૉલેજનો અભ્યાસ પૂરો કરીને પરણે તે પહેલાં પોતાને ગમે તેવા સેવાના એકાદ કાર્યમાં ઓછામાં ઓછાં ત્રણ વરસ સુધી જોડાય તો કેવું સારું! હું એ વાત બરાબર જાણું છું કે કેળવણી આપવાના કામમાં ખાસ લાયકાત તેમ જ આવડતની જરૂર રહે છે અને ફાવે તે માણસ આદર્શ શિક્ષક બની શકતું નથી. પણ આપણાં બાળકોને અને સ્ત્રીઓને કેળવણી આપવાની જરૂર એવી મોટી અને તાકીદની છે અને તેને માટેનાં આપણાં સાધનો એટલાં અધૂરાં છે કે સેવાભાવી કાર્યકર્તાઓની સેવા આ તકે અપાણને કીમતી થઈ પડશે. હું એમ પણ માનું છું કે પરણ્યા પછી પણ આપણે આપણા નવરાશના વખતનો ડહાપણથી સદુપયોગ કરીએ તો સમાજ સેવાના કાર્યોમાં આપણ સ્ત્રીઓ આજે જે ફાળો આપીએ છીએ

તેના કરતાં ઘણો વધારે આપી શકીએ. અલબત, આપણે જેમની સેવા કરવા માગીએ છીએ તેમને પણ પોતાના નવરાશના વખતનો સદુપયોગ કરવાનું બીજી બધી બાબતોની જેમ આપણે શીખવવાનું રહેશે.

પ્રૌઢશિક્ષણ એટલે કે મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષોને ભણાવવાના અને વાંચતાં લખતાં શીખવવાના કાર્યનું ક્ષેત્ર પણ બહુ મોટું છે. એ ક્ષેત્રમાં પણ આપણા સ્વેચ્છાના પ્રયાસથી ઘણું થઈ શકે તેમ છે. નિરક્ષરતાનિવારણની જરૂર ખૂબ તાકીદની છે; પરંતુ મોટી ઉંમરનાં માણસોને લખતાં વાંચતાં શીખવવું એ પ્રૌઢશિક્ષણના કાર્યક્રમના અનેક અંગો પૈકીનું એક છે. મેં એમ જોયું છે કે ૨૫–૩૦ વરસથી વધારે ઉંમરની સ્ત્રીઓ લખતાં વાંચતાં શીખવાની બાબતમાં સાધારણ રીતે રુચિ રાખતી નથી. અને તેવી બહેનો લખતાં વાંચતાં શીખે છે તો પણ ઘરકામની ઢગલાબંધ ફરજોમાંથી તેમને નવરાશ મળતી નથી તેથી, અને કેટલેક અંશે તેમને ફાવે તેવું વાંચવાનું સાહિત્ય મળી શકતું નથી તેથી ભણેલું ભૂલીને પાછી નિરક્ષર બને છે. અનુકૂળ વાચનની આ જાતની બહેનોને ખરી જરૂર છે તેથી આપણામાંની સાહિત્યશક્તિવાળી બહેનોએ એ જરૂર પૂરી પાડવાની બાબતમાં ધ્યાન પરોવીને મહેનત કરવી જોઈએ. મારું માનવું એવું થયું છે કે ત્રીસ વરસ અંદરની ઉંમરની બહેનોને લખતાં વાંચતાં શીખવી તેમની નિરક્ષરતા દૂર કરવાનો આપણે બને તેટલો વધારે પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. મારા વર્ગોમાં મેં જોયું છે કે આવી બહેનોને ચોપડીઓમાંથી મોટેથી વાંચી સંભળાવવામાં આવે છે ત્યારે તેમને જાતે વાંચતાં શીખવાનું શરૂ કરવાને માટે હોંસ થાય છે. આવી રીતનું વાચન તેમની આગળ કરવાથી તેમને નીતિશિક્ષણ, શહેરીઓની ફરજો વિષેના સિદ્ધાંતો, દેશપ્રેમ વગેરે વિષયોની બધી જાતની ઉપયોગી માહિતી આપવાની તક મળે છે અને તેમની હાલની અધોગતિનો તેમ જ તેઓ પોતે પોતાની સ્થિતિ સુધારવાને જાતે શું કરી શકે તેનો તેમને ખ્યાલ આપી શકાય છે. મને એમ પણ લાગે છે કે આપણી બહેનોને કેવળ લખતાં વાંચતાં શીખવવા કરતાં આવું સામાન્ય જ્ઞાન વાંચી સંભળાવીને કે વાતચીતોથી આપવું એ ઘણું વધારે અગત્યનું છે અને આપણે દરેક જણ જો આટલો વખત આપવાને

તૈયાર હોઈએ, અને દરેક બહેને જો પોતપોતાના વિભાગની ભણુવાને ઇંતેજાર બહેનોનો વિશ્વાસ મેળવ્યો હશે, તો આવી જાતની કેળવણી આપણે સહેજે આપી શકીશું.

### હાથઉદ્યોગો

હાથઉદ્યોગોની ખિલવણી કરીને સ્ત્રીઓની આવકમાં વધારો કરવાથી તેમને પૈસાની બાબતમાં થોડી રાહત જરૂર મળશે. કાંતણુ, વણાટ, રમકડાં બનાવવાં, સીવણુ, ગૂંથણુ તથા ભરતકામ જેવા હાથઉદ્યોગો તેમને શીખવવા જેવા ઉદ્યોગોમાં મુખ્ય છે. સૂતર કાંતવાનું, કાપડ વણુવાનું અને બીજી ચીજો બનાવવાનું સ્ત્રીઓને શીખવીએ તો પછી તેમની બનાવેલી વસ્તુઓ વેચી આપવાની આપણી ફરજ થાય છે. કંતાયેલું સૂતર અને વણાયેલું કાપડ તો જે પ્રદેશમાં તૈયાર થાય ત્યાં રહેનારા લોકોમાં જ ખપી જાય. અ. ભા. ચ. સંઘના કામથી મોટે ભાગે સ્ત્રીઓની આવકમાં વધારો થાય છે ને તેમને રાહત મળે છે. તે સંસ્થામાં આપણે સ્ત્રીઓએ વધારે જાગ્રત રસ નથી લીધો એ હજાર અફસોસની વાત છે. રેંટિયો એ અહિંસાનું અને આપણા દેશના નૈતિક ઉદ્ધારનું પ્રતીક છે એમ આપણે ભલે ન માન્યું હોય, પણ ગામડાંની ગરીબ બહેનોની આર્થિક સ્થિતિ સુધારવાના એક ઉપયોગી સાધન લેખે આપણે તેને આવકારવો જોઈતો હતો. પણ મિલનું કાપડ તથા પરદેશી બારીક કાપડના મોહને આપણામાંનાં ઘણાં જીતી શક્યાં નથી. દિલ્હીની લેડી ઇરવીન કૉલેજમાં હાથઉદ્યોગનો વિભાગ શરૂ કરવામાં આવે એવી ઇચ્છા મેં ઘણાં વરસ થયાં રાખી છે. એ વિભાગમાં વિદ્યાર્થિનીને એવી તાલીમ મળે કે જેથી તેઓ, જે બીજી બહેનોને કમાવાની કે પોતાની જૂજ કમાણીમાં ઉમેરો કરવાની જરૂર હોય તેમને હાથઉદ્યોગો શીખવી શકે. સ્ત્રીઓ જ્યાં હાથઉદ્યોગોનું કામ શીખી શકે તેવી નિશાળો આપણા એકેએક શહેરમાં હોવી જોઈએ. કેળવણીની વાત કરતાં માબાપોને પણ હું વિનંતી કરું છું કે તેમણે પોતાના છોકરાઓની પેઠે જ છોકરીઓને પણ એકાદ ધંધાની કેળવણી મળે એવી રીતે તેમને ભણાવવી જોઈએ. છોકરીઓ પોતાના જીવનને માટે જે ક્ષેત્ર પસંદ કરે તેમાં તેમનો સંપૂર્ણ વિકાસ થાય તે માટે તેમને પૂરતી સગવડ તેમ જ તક આપવી

જોઈએ. આપણા દેશમાં જોકે એકેએક છોકરી પરણે છે, અને તેથી તેમને પોતાના ગુજરાનને માટે સ્વતંત્ર રીતે ધંધો કરવાની જરૂર રહેતી નથી એમ લાગે તો પણ છોકરીઓ જરૂર પડ્યે પોતાના ગુજરાન જેટલું કમાઈ શકે અને સમાજની વધારે સારી સેવા કરી શકે તેટલી કેળવણી તેમને આપવાની સૌ માબાપની ફરજ છે.

## હરિજનો

આપણા સમાજના આ કમનસીબ વર્ગનાં માણસોની સેવાનું કાર્ય આપણ સ્ત્રીઓને ખાસ ગમવું જોઈએ. જેમ આપણે સ્ત્રીઓ છીએ તેથી એટલે કે આપણી જાતિને કારણે આપણા પર જુલમ થતો આવ્યો છે તેમ હરિજનો પર કેવળ તેમની ન્યાત જુદી છે તે કારણે જુલમ થતો આવ્યો છે; એટલે કુદરતી રીતે આપણા જેવા જ એ બીજા લોકોને માટે આપણને સહાનુભૂતિ થવી જોઈએ. જે લોકો આપણી તંદુરસ્તી સચવાય તે માટેનું જરૂરી કામ કરે છે, અને જેમની સેવા વિના આપણે જીવી પણ ન શકીએ, તેમને આપણાં શહેરોમાં એવાં ભૂડાં ઘોલકાંઓમાં રાખવામાં આવે છે, જેમને ઘર નામ પણ ન અપાય, તે સાચે જ ઊંડી શરમની વાત છે. અને તેમ છતાં આ લોકો ક્યાં અને કેવી રીતે રહે છે તે જાણવાની આપણામાંથી કેટલી બહેનોએ ફિકર કે દરકાર બતાવી છે? આપણાં શહેરોના બીજા ઘણા ગરીબ લોકો કરતાં આ હરિજનોની આર્થિક સ્થિતિ કદાચ સહેજ વધારે સારી હોય એમ બને, પણ જે ઉકરડાઓ પર તેઓ રહે છે અને જે અજ્ઞાનમાં તેઓ ડૂબેલાં છે તે તરફ આપણે તરત ને તરત ધ્યાન આપવું જોઈએ ને તે બાબત કંઈક ને કંઈક કરવું જોઈએ. મારા મત પ્રમાણે હરિજન સેવક સંઘ એ આજે આપણા દેશમાં સૌથી વધારે પરોપકારી સંસ્થા છે. પણ તેનેય કાર્યકરોની, અને તેમાંયે સ્ત્રી કાર્યકરોની ખૂબ જરૂર છે. આપણાં શહેરોની અત્યંત જરૂરી એવી સેવા કરનારા હરિજનો માટે આપણી સુધરાઈઓ રહેવાલાયક ને સુઘડ ઘરો ન બાંધે ત્યાં સુધી આપણી સુધરાઈઓને બારણે બેસીને લાંઘણ કરવાની સ્ત્રીઓને જાણે સલાહ આપું એમ મને થાય છે. પણ બીજું કશું ન બને તો પણ તેમનાં બાળકોને આપણી સંભાળ નીચે રાખીને

નવડાવવાં ધોવડાવવાં, તેમને ચોખ્ખાં કપડાં પહેરાવવાં અને તેમને કેળવણી આપવી, એટલાં કામો તો આપણે કરવાં જ જોઈએ, અને તેને માટેની વ્યવસ્થા આપણે ઊભી કરવી જોઈએ. એક વર્ગ તરીકે તેમને જે એવી ભાવના થઈ ગઈ છે કે આપણે ઊતરતા છીએ, હલકા છીએ, તે હીનભાવ તેમનામાંથી દૂર કરવાનો ચોક્કસ ઉપાય તેમને યોગ્ય કેળવણી આપવાનો છે. સંખ્યાબંધ હરિજન કન્યાઓ તાલીમ લઈને નર્સો અને દાયણો બને, એટલું જ નહીં, બની શકે ત્યાં દાક્તરો અને શિક્ષિકાઓ બને એ જોવાની મારી ખાહેશ છે. એમ થશે તો પછી તેટલાથી જ તેમના તરફનો એક વર્ગ તરીકેનો બીજી ન્યાતોનો પૂર્વગ્રહ નાબૂદ થઈ જશે.

## મજૂરો

મજૂર લત્તાઓમાં પણ સ્ત્રીઓને સેવા કરવાનો પૂરતો અવકાશ છે. મોટાં ઔદ્યોગિક શહેરોમાં મજૂરોના હિતને માટે થયેલા કાયદાઓથી આપણી મજૂર બહેનો અને બાળકો માટે રહેવાની, દવાદારૂની અને કેળવણીની કેટલીક સગવડો આપવાની માલિકોને ફરજ પડી છે. પણ એ દિશામાં હજી ઘણું કરવાનું બાકી છે. વળી જ્યાં મોટા ઉદ્યોગો નથી ચાલતા તેવાં આપણાં શહેરોમાં પણ ઘણી મજૂર સ્ત્રીઓ હોય છે. પણ તેવાં શહેરોના મજૂરોનો પેલા કાયદાઓની વ્યાખ્યામાં સમાવેશ થતો નથી એટલે તેમનાથી જે લાભ થવો જોઈએ તે ત્યાંની મજૂર સ્ત્રીઓને મળતો નથી. આથી તેમની ખાસ સંભાળ લેવાની જરૂર છે. આ ઉપરાંત સ્ત્રી અને પુરુષનું કામ સરખું ઊતરતું હોય તો પણ સ્ત્રીને પુરુષ કરતાં ઓછી મજૂરી આપવામાં આવે છે. અને કામ કરતાં કરતાં સ્ત્રીઓ જે પુરુષોના સંપર્કમાં આવે છે તેઓ ઘણી વાર તેમની ઠઠ્ઠા મશ્કરી ને છેડતી કરે છે. તેમનાં ઘરો ઘણુંખરું હરિજનોનાં ઘરો જેટલાં જ ભૂડાં હોય છે, અને તેમનાં બાળકોની સંભાળ જરાયે લેવાતી નથી.

## સાદાઈ

કહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારું છે, એટલે બીજા લોકોને પોતાના જીવનમાં અમુક ફેરફારો કરવાનું આપણે કહીએ તે પહેલાં આપણે આપણા જીવનમાં તે ફેરફારો કરી લેવા જોઈએ.

આપણા લોકોમાં જન્મમરણ, લગ્ન તેમ જ બીજા ધાર્મિક અથવા સામાજિક પ્રસંગો પર ગજબના ઉડાઉ ખર્ચ કરવામાં આવે છે. આ વિષે પુરુષોને મળીને મેં જ્યારે જ્યારે વાત કરી છે ત્યારે ત્યારે મને તેમણે અચૂક એવો જવાબ આપ્યો છે કે, અમે તો ખર્ચમાં કસર કરવા ઘણુંયે માગીએ પણ અમારાં બૈરાં અમારું સાંભળતાં નથી, તેનું શું? આવા મૂર્ખાઈભરેલા ઉડાઉ ખરચોને લીધે ઘણાં ગરીબ કુટુંબો વરસો સુધી, અરે પેઢીઓ સુધી દેવામાં ડૂબેલાં રહે છે એ જાણીતી વાત છે; વળી પહેરામણી આપવા ને લેવાના રિવાજની બલા પણ નાની નથી. આ રિવાજ સદંતર બંધ કરી દેવો જોઈએ; એ શરમભરેલો ને અપમાનકારક રિવાજ છે. આ ક્ષેત્રમાં આપણે જાતે જ સારો દાખલો બેસાડવો જોઈએ. આપણામાંની ઘણી બહેનોને સાચે જ ન પાલવે તેવું આપણું પોતાનું જીવનધોરણ રાખવામાં પણ આપણે મોટી ભૂલ કરીએ છીએ. આપણા પોશાકમાં, ખોરાકમાં અને સામાન્ય રીતે આપણા આખા જીવનમાં આપણે સાદાઈ દાખલ કરીશું તો સરવાળે આપણને બધી રીતે લાભ થશે, અને જેમની આપણે સેવા કરવા માગીએ છીએ તેમના પર સારી અસર કરવામાં મદદરૂપ થશે.

### બાળલગ્ન, એકથી વધારે સ્ત્રી કરવાનો રિવાજ, પડદો

સારડા કાયદો અમલમાં છે, છતાં બાળલગ્નો થયાં કરે છે એ જાણીતી વાત છે. લોકોને કેળવણી આપવી, વધારે ને વધારે કેળવણી આપવી, એ સિવાય આ દશાનો બીજો કોઈ ઉપાય નથી. કોઈ પણ માઠા રિવાજને અટકાવવા માટે કાયદાથી અમુક હદ સુધી મદદ મળે છે એ વાત સાચી છે, પણ તેને છેક નાબૂદ કરવો હોય તો તેનાં માઠાં ફળ વિષે સમાજમાં એકએક જણની ખાતરી થવી જોઈએ. એટલે આપણે વધારે જાગ્રત રહીએ, અને બાળલગ્નો કરનાર માબાપોને વધારે આકરો દંડ કરવામાં આવે તો અમુક રીતે આ સુધારાનું કામ આગળ વધે ખરું. એકી સાથે એક કરતાં વધારે સ્ત્રી પરણવાનો રિવાજ એટલે કે બહુપત્નીત્વને પણ આ જ વાત લાગુ પડે છે. પુરુષનું બહુપત્નીત્વ

ઓના ગૌરવને હણનારું છે એવી ખુદ સ્ત્રીઓની જ સમજ ન થાય ત્યાં સુધી એ રિવાજ ખોટો છે એમ તેઓ પુરુષોને શી રીતે સમજાવી શકશે? ગરીબ માણસને એકથી વધારે સ્ત્રીઓ કરવાનું કેટલીક વાર કમાણીની દૃષ્ટિથી જરૂરી અને ફાયદાકારક હોય છે. પોતાના ખેતરમાં પોતાના ઘરની ધણિયાણી ઉપરાંત બીજી બે બાઈઓને રોજ આપીને મજૂરીએ રાખવી તેના કરતાં ત્રણ પત્ની કરવી એ ગરીબ ખેડૂતને વધારે સોંઘું પડે છે. સ્ત્રીઓ જો કેળવાયેલી અને સ્વાશ્રયી હોય તો પોતાની જાતનો આવો ગેરઉપયોગ કદી ન થવા દે. વળી જૂની રૂઢિનો એક જુલમ એવો ચાલ્યો આવ્યો છે કે પુરુષ ઘણી વાર પોતાની પહેલી પરણેતરના કહેવાથી અને લગભગ હમેશાં તેની સંમતિથી દીકરાને માટે અને વારસને માટે બીજી સ્ત્રી લાવે છે. આવા જે રિવાજો કે રૂઢિઓથી આપણા સમાજની કોઈ પણ વ્યક્તિ પર અત્યાચાર થાય છે તે રિવાજો ને રૂઢિઓને તાબે ન થવાની શક્તિ આપણને કેળવણીથી મળી શકે. અને આ અજ્ઞાન એકલી સ્ત્રીઓમાં જ છે એવું નથી. પુરુષોને પણ વધારે નહિ તોયે સ્ત્રીઓના જેટલી જ કેળવણીની જરૂર છે. અજ્ઞાનમાં ડૂબેલા આવા પુરુષો સમાજ સુધારાના મોટામાં મોટા શત્રુ હોય છે. કોને વેઠવું પડે છે તે તે લોકો જાણતા નથી અને જ્યારે સ્ત્રીઓને તેમના દોરમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે તેઓ બુમરાણ મચાવે છે કે 'આપણા ધર્મનું હવે આવી બન્યું!' વળી આપણી જે કેળવાયેલી બહેનો એક પર બીજી જઈને પડે છે, તથા જે કેળવાયેલી માતાઓ પોતાની દીકરીઓને મોજશોખ કરવા મળે તેટલા ખાતર જીવતી પર પરણાવે છે તેમને વિષે તો શું કહેવું? હું તો તેમના દિલમાં રહેલી ઉમદા લાગણીઓને અપીલ કરું અને તેમને પોતાની જ એક બહેનની લાગણી ન દૂભવવાને ને તેની જિંદગી ન બગાડવાને વીનવું. આવાં કાર્યો સ્ત્રીઓના ગૌરવને અને તેમના નૈતિક દરજ્જાને હલકો પાડે છે.

પડદાનો રિવાજ અમુક અંશે નાબૂદ થયો છે અને વખત જતાં છેક બંધ થઈ જવાનો છે. પણ હજી દેશમાં કેટલીક જગ્યાએ અને કેટલાક લોકોમાં પડદો ઘણી કડકાઈથી પાળવામાં આવે છે. જેના વગર પુરુષો

પોતે એક પળ વાર પણ ચલાવી શકતા નથી તે જ વસ્તુઓ સ્ત્રીઓને જે કુરૂઢિઓને લીધે મળતી નથી અને તેમને શારીરિક, બૌદ્ધિક અને નૈતિક રીતે નુકસાન થાય છે, તેવી કુરૂઢિઓને કોઈ પણ પુરુષ કે સ્ત્રી ધાર્મિક ઝનૂનથી વળગી રહે, એ જરાયે ન સમજાય તેવી વાત છે. સ્ત્રીઓ જો સમાજજીવનમાં પોતાની સ્વેચ્છાથી અને સંપૂર્ણ સ્વતંત્રતાથી પૂરેપૂરો અને સંપૂર્ણ ભાગ લઈ શકશે તો જ માણસનો ઉત્કર્ષ થાય તેવાં આચાર અને વિચારનાં ધોરણો જીવનના એકેએક ક્ષેત્રમાં ઘડાશે. હું સરમુખત્યારીને માનતી નથી પણ જો માનું તો બીજા કેટલાક ભૂંડા રિવાજોની સાથે પડદાનો રિવાજ પણ તરત બંધ કરી દઉં. પડદાનો રિવાજ ચાલુ રાખવાની વકીલાત કરતા પહેલાં પુરુષોએ વિચાર કરવો જોઈએ અને પડદો પાળતી સ્ત્રીઓએ તેની સામે બળવો ઉઠાવવો જોઈએ.

## સર્વ હિંદી સ્ત્રીઓને માટે એક કાયદો

મારો ઘણા વખતથી એવો મત થયો છે કે આપણે હિંદી સ્ત્રીઓએ લગ્ન, વારસાહક, વાલીપણું, છૂટાછેડા વગેરે બાબતોને વિષે નવો કાયદો ઘડવો જોઈએ. આ કાયદાનો અમલ શરૂઆતમાં મરજિયાત રાખવામાં આવે અને કોઈ પણ ધર્મની કોઈ પણ વ્યક્તિને એ કાયદાના અમલનો લાભ મળે એવી છૂટ રાખવામાં આવે. આવો કાયદો સ્ત્રીઓ અને પુરુષો બંનેને સરખો ન્યાય આપતો હશે તો મને ખાતરી છે કે જેમ જેમ કેળવણી ફેલાતી જશે તેમ તેમ લોકોને તે વધારે ને વધારે ફાવતો જશે અને થોડા વખતમાં આજે જે અમલમાં છે તે બીજા બધા કાયદાઓને બદલે તેનો અમલ સર્વમાન્ય થશે. આમ બને તો, અત્યારના કાયદા જે ઘણા અટપટા થઈ ગયા છે, અને જેમાં જરા પણ સુધારો કરવાની વાત નીકળતાંની સાથે કોઈ ને કોઈ ઠેકાણેથી ઝનૂની વિરોધ ઊઠશે જ એવો ડર લાગ્યા કરે છે, તે કાયદાઓમાં સુધારા કરવાની તકલીફમાંથી આપણે બચી જઈશું. 'આપણા ધર્મનું હવે આવી બન્યું' એ બૂમનો હાઉ એવો છે જે બાળકોને જેમ પેલું જાણીતું ભૂત ડરાવે છે તેમ બુદ્ધિવાળામાં ખપતા માણસોને પણ ભડકાવી મૂકે છે.

## ૨૩

### સ્વદેશી

આ ક્ષેત્રમાં સ્ત્રીઓ ઘણો મોટો ફાળો આપી શકે અને આજ સુધી તેમણે પોતાનો ફાળો આપેલો છે તે વાત પણ સાચી છે. પોતાના દેશ પર પ્રેમ રાખવો, દેશના રીતરિવાજોને માન આપવું ને તેમને વળગી રહેવું, કળા અને સૌંદર્યનાં બધાં સ્વરૂપો માટે મગરૂરી બતાવવી તથા પોતાના જ ગામ, શહેર કે પ્રાંતમાં પેદા થયેલી કે બનેલી વસ્તુઓની કદર કરવી—એ બધું સ્ત્રીઓને માટે સ્વાભાવિક છે; એટલે હિન્દી બનાવટની મળી શકે તેવી કોઈ પણ પરદેશી વસ્તુ નહીં વાપરવાની પ્રતિજ્ઞા લેવામાં કશી મુશ્કેલી આપણ સ્ત્રીઓને ન હોવી જોઈએ. યંત્રની બનાવટની ચીજોના કરતાં હાથ બનાવટની વસ્તુઓની કિંમત હમેશાં વધારે અંકાય છે. બધા જ દેશોમાં આમ હોય છે. ખાદી વિષે મેં પહેલાં કહ્યું છે. તેના અસલ ગુણ ઓળખવાની બહેનોને હું ફરીથી અપીલ કરું છું. ખાદી અને તેને તૈયાર કરવાની ક્રિયાઓનો ગાંધીજી જે નવો અર્થ કરી રહ્યા છે તે જોતાં, હાથે કાંતેલા સૂતરની ખાદી પોતાને મળી શકે તે માટે ખાદીની પેદાશ ટકાવી રાખવામાં મદદ કરવી કે નહિ તેનો નિર્ણય શહેરી સ્ત્રીઓએ પોતે જ કરી લેવાનો છે. ખાદીનું નીતિશાસ્ત્ર આપણને થોડુંયે સમજાયું હશે તો રોજ એક કલાક કાંતવાનું કામ આપણને વખત ગાળવાને માટેનું એક આનંદદાયક અને ઉત્કર્ષ કરનારું સાધન થઈ પડે તેવું છે. દરેક તાર કાઢતી વખતે આપણે આપણા રાષ્ટ્રજીવનના તાણાવાણાના તૂટેલા તાર પાછા સાંધીએ છીએ એવી આપણી સમજ કેળવાઈ જાય તો આપણે રેંટિયાને ચાહતાં શીખીશું ને તેનું સંગીત આપણા આત્માનું બળ વધારશે. ગૃહ-ઉદ્યોગો સ્ત્રીઓને કમાણીની બાબતમાં રાહત આપે છે એટલા એક કારણસર પણ આપણે તે ઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઈએ. વળી આપણે એ પણ વિચારી લેવું જોઈએ કે આપણે આપણો દેશ મોટા મોટા ઔદ્યોગિક દેશોને રસ્તે ચઢે એવું માગીએ છીએ કે પશ્ચિમના દેશો પર જે આફતો આવી પડી છે તેમાંથી તે બચી જાય એમ માગીએ છીએ. યંત્ર માણસની સેવા માટે બનાવેલું છે, અને તેનો ઉપયોગ તે માણસનો બોજો હળવો કરે તેટલી મર્યાદામાં જ થવો જોઈએ. મોટા પાયા

પરના ઉદ્યોગોમાં બને છે તેમ યંત્ર ખુદ માણસને યંત્ર બનાવી મૂકે એ જરાયે બરાબર નથી, એમ આપણે માનતાં હોઈએ તો ગૃહ-ઉદ્યોગોને ખીલવવામાં બની શકે તેટલી મદદ કરવામાં આપણને જરાયે મુશ્કેલી ન લાગવી જોઈએ.

### માતૃભાષા

પ્રાથમિક શાળાઓ બાદ કરતાં બાકીની આપણી કેળવણીની સંસ્થાઓમાં શિક્ષણની ભાષા અંગ્રેજી છે એ પરદેશી રાજ્યે આપણે માથે મારેલાં અનેક દુઃખોમાંનું સૌથી મોટું દુઃખ છે. એને પરિણામે આપણામાંનાં ઘણાં જેમણે ઊંચી કેળવણી લીધી છે તેમને તેમની પોતાની માતૃભાષા પણ બરાબર આવડતી નથી. આપણા મુલકની આવડી મોટી વસ્તીને આપણે અંગ્રેજી ભાષાથી પહોંચી નથી શકવાનાં એ ઉઘાડું છે. અને માતૃભાષાનું આપણું જ્ઞાન છેક કામચલાઉ હશે તો આપણે આપણી બહેનો માટે અનુકૂળ, અસલ કે તરજુમાથી મેળવેલું, સાહિત્ય પેદા નહીં કરી શકીએ. વળી આપણે ત્યાં રાષ્ટ્રભાષાનો ગૂંચવાઈ ગયેલો અઘરો સવાલ પણ ઊભો છે. કમનસીબે હિંદની બે મુખ્ય કોમો વચ્ચે જે અંતર આજે પડેલું છે તેને લીધે હિંદુસ્તાની વિષે કડવો વિવાદ જાગ્યો છે. એ ગમે તેમ હોય, આપણે બધાંયે હિંદી અને ઉર્દૂ બંને દેવનાગરી અને ફારસી લિપિમાં શીખવાનું શરૂ કરવું જોઈએ. હું માનું છું કે આપણા આખા દેશની એક સામાન્ય ભાષાના વિકાસ અને સમૃદ્ધિમાં એ બંને ભાષાઓ સારી રીતે જાણનાર જ સરવાળે સારો ફાળો આપી શકશે. વળી આ અને આવી બીજી બાબતો વિષે આમજનતા કંઈ ઝઘડો કરતી નથી. આપણું મુખ્ય કામ આ લોકો પાસે પહોંચવાનું, તેમના ભલાની આગાહી કરતી દરેક વસ્તુના વિકાસમાં તથા તેમની સેવા મારફતે રાષ્ટ્રીય એકતાના કાર્યમાં ફાળો આપવાનું છે. આપણા કોઈ પણ શહેરમાં રસ્તે જતાં આપણા લોકોને માંહોમાંહે પોતાની માતૃભાષાને બદલે ભાંગીતૂટી અંગ્રેજીમાં વાતો કરતા સાંભળવાથી, તથા હોટેલો કે ઉપાહાર-ગૃહોમાં કોઈ ચીજ માગતાં ત્યાં કામ કરતા છોકરાઓ પાસે અંગ્રેજીમાં જવાબ સાંભળવાથી દિલને ભારે આઘાત થાય છે. અંગ્રેજોએ અહીં પોતાની ભાષા, પહેરવેશ અને આદતો વગેરેનું ઊંચું ધોરણ ટકાવવાની જે ચીવટ રાખી છે તેને લીધે આપણા

હિંદીઓના દિલ પર તેમને પોતાને પણ ખબર ન પડે તેવી રીતે તે બધી વસ્તુઓની અસર પહોંચી છે, તેથી આપણે આપણું સ્વમાન ખોયું છે, ને આપણે આપણા દેશની પ્રીતિ પણ વીસરી ગયા છીએ. આ બાબતોનો વિચાર કરું છું તેની સાથે આપણા પુરુષોમાં આપણા રાષ્ટ્રીય પોશાક માટેના અભિમાનનો જે અભાવ છે તેને વિષે પણ હું મારું દુઃખ જાહેર કરી લઉં છું. મને ખબર છે કે આપણે સ્ત્રીઓ રમતોમાં પણ યુરોપિયન પોશાક પહેરીએ, તે પ્રત્યે પુરુષો પોતાનો વિરોધ બતાવે છે. તો પછી ખુદ તેમણે એ પોશાક શા માટે પહેરવો જોઈએ? સરકારી ઑફિસોમાં કામ કરતા જુવાનિયાઓને અસ્સલ યુરોપિયન પોશાકમાં જોઈને જેટલું દુઃખ થાય છે તેટલું જ દુઃખ તેમને ભાંગીતૂટી અંગ્રેજીમાં વાત કરતા સાંભળીને થાય છે. તેમને સાચી દિશાએ વાળવા માટે આપણે સ્ત્રીઓએ બને તેટલી બધી મહેનત કરવી જોઈશે. આપણી પુરાણી સંસ્કૃતિની બધી સારી વસ્તુઓ માટેના અભિમાનને ગાંધીજીએ પાછું જાગતું કર્યું, એ તેમણે રાષ્ટ્રજીવનને આપેલા અનેક મહત્ત્વના ફાળાઓમાંનો એક છે, અને તેને પરિણામે જ રાષ્ટ્રીય પોશાક અને રાષ્ટ્રભાષા તરફ પાછા વળવાની ઇચ્છાએ આપણા લોકોના દિલમાં મૂળ ઘાલ્યું છે. આપણે બધાં પોતપોતાનો પૂરેપૂરો વિકાસ સાધી શકીએ તે માટે આપણને પરસ્પર પ્રોત્સાહનની જરૂર રહે છે. અંગ્રેજ લોકોમાં ઘણા સદ્ગુણો છે, જેમ કે, શિસ્ત, નિયમિતતા, તંદુરસ્તીના નિયમોનું ભાન, સંસ્કારિતા, રાષ્ટ્રીય આફત વખતે અંગત મતભેદો ભૂલી જવાની શક્તિ અને પોતાનાં દેશ, ભાષા અને સાહિત્ય માટે ઊંડો પ્રેમ તેમ જ અભિમાન. તેમના આ ગુણોનું આપણે જરૂર અનુકરણ કરીએ, પણ આપણી ધરતીમાં જેનાં નૈતિક અને સાંસ્કૃતિક મૂલ્યો ઊંડાં મૂળ ઘાલે તેવું નૂતન ભારત આપણે રચવા માગતાં હોઈએ તો આપણા જીવન વહેવારમાં જે જરાયે જરૂરનું નથી, અને આપણને જે નુકસાન કરે છે, તેવું અંગ્રેજોનું અંધ અનુકરણ આપણે છોડી દેવું જોઈએ.

### દારૂ, તમાકુ, જુગાર

અતિશય દારૂ પીવાની લત જેમને વળગી છે તે પુરુષોને તો વેઠવું પડે છે, પણ તેમના કરતાં તેમની સ્ત્રીઓને લગભગ હમેશા

વધારે વેઠવાનું થાય છે. મજૂરોમાં, ધોબી અને હરિજન જેવી ન્યાતોમાં અને મહાન શીખ જાતિમાં દારૂએ મોટી ખાનાખરાબી કરી છે, અને હજીયે તે ચાલુ છે. મજૂરલત્તામાં નશા વગરનાં પીણાંનાં આરામસ્થાનો ખોલીને તથા દારૂડિયાઓનો દારૂ પીવાનો રોજનો વખત સાચવી લઈ ને, એટલે કે, તે સમયમાં તંદુરસ્તી વધારે એવાં ફુરસદ ગાળવાનાં સાધનો આપીને તેમને દારૂ છોડવામાં આપણે મદદ કરી શકીએ. સ્ત્રીઓની સંસ્થાઓ આ દિશામાં કામ કરી રહી છે; પણ હજી વધારે થવું જોઈએ. અનેક ધોબીઓને કડક ચા આપીને દારૂ છોડાવવામાં હું સફળ થઈ છું. હમણાં શીખ નેતાઓ પોતાની કોમમાં દારૂની જે બદી વધી પડી છે તેની સામે બોલતા થયા છે એ આનંદની વાત છે. આપણે આશા રાખીએ કે કોમને સુધારવાની તેમની મહેનત ગામડાંઓમાં પણ પહોંચે. દારૂ પીનારા બધા લોકોની નીતિ અને તેમનાં શરીરની જે ખાનાખરાબી થાય છે, તે વિશે લોકોને સમજાવવાનો પ્રચાર કરવો એ આપણા સુધારાના કામનું એક મહત્ત્વનું અંગ થવું જોઈએ. તમાકુ પીવાથી પણ શરીરને અને મનને નુકસાન થાય છે. સિમલામાં રિક્ષા ખેંચનારાઓને, બોજો ઊંચકનારા મજૂરોને અને નાના છોકરાઓને હું કેટલીયે વાર દલીલ કરીને બીડી છોડી દેવાને સમજાવું છું. મને જણાવવામાં આવ્યું છે કે મજૂરોના પગારમાં વધારો થવાથી તેમની પાસે આવી દારૂ, જુગાર અને બીડી જેવી મોજમઝાની ટેવોમાં ખરચવાના પૈસા વધ્યા છે. સિગારેટો ઠેઠ આપણાં ગામડાંઓમાં પણ પેઠી છે, અને હૂકો જે ઓછો નુકસાનકારક છે તેને બદલે તેમનો વપરાશ ચાલુ થયો છે. જુગારની બદી પણ વધતી જાય છે. આપણે પોતે આ વ્યસનોથી દૂર રહીને સારો દાખલો બેસાડવો જોઈએ. બીજી ઘણી બાબતોની જેમ દારૂની બાબતમાં પણ આપણે પૈસેટકે સુખી વર્ગના લોકોએ યુરોપિયન રીતરિવાજોની નકલ કરી છે, અને તેને પરિણામે આપણા જુવાનોને અને ખાસ કરીને આપણા લશ્કરી અમલદારોને ખૂબ દારૂ ઢીંચતા જોઈને ખરે જ દુઃખ થાય છે. પશ્ચિમના સમાજના જે રીતરિવાજો આપણે માટે પારકા તેમ જ નુકસાનકારક છે તેમને આપણા વહેવારમાં દાખલ કરવાનો ને વળગી રહેવાનો ઇન્કાર કરવાની નૈતિક હિંમત આપણે

કેળવવી જોઈએ. હું જાણું છું કે, અમલદારોની પત્નીઓને પોતાના મહેમાનોને દારૂ કે એવાં પીણાં પીરસવાની ના પાડવાનું મુશ્કેલ થાય છે. પણ એટલું કરવાની તેમની ફરજ છે. દારૂ પીવાનો ઇન્કાર કરવાથી જેમની લોકપ્રિયતા ઘટી નથી બલ્કે સાથી અમલદારોમાં જેમનું માન વધેલું છે એવા અનેક જુવાન અમલદારોને હું ઓળખું છું. જો એક અમલદાર આ પ્રમાણે કરી શકે તો બધા કેમ ન કરી શકે?

### વેશ્યાવૃત્તિ

તાજેતરમાં થયેલા કાયદાકાનૂનો છતાં આ બદી સમાજને વળગી રહી છે અને, લડાઈના વખતમાં તે જેમ હંમેશ વધી જાય છે તેમ વધી છે. આ બાબત પણ બીજી અનેક બાબતોની જેમ લાલચની સામે ટકી રહેવાના નૈતિક બળનો સવાલ છે. આપણે આ કમનસીબ બહેનોને ગુજરાનનાં બીજાં સાધનો પૂરાં પાડીને આ સવાલની ગુજરાન માટે કમાણી કરવાની જે બાજુ છે તેને અમુક પ્રમાણમાં પહોંચી વળીએ એ બરાબર છે. પણ જ્યાં સુધી તે બહેનોના વિચારો બદલાય નહીં અને તેઓ આપણા જેવા વિચારની થાય નહિ ત્યાં સુધી આ બદીને જડમૂળથી ઉખેડી કાઢવાની શરૂઆત પણ આપણે કરી શકવાનાં નથી. અત્યાર સુધી તો આ બહેનો સાથે વાતો કરતાં દેખાય તેમની આબરૂ જાય, અથવા તે લોકો ચકરમ છે એમ મનાતું આવ્યું છે. વેશ્યાઓ સાથે વાત કરતી ગમે તે સ્ત્રી પણ વેશ્યા જ હશે એમ માની લેવામાં આવે છે. આપણી આ પતિત બહેનો અને આપણી વચ્ચેનો આ અંતરાય આપણે જ દૂર કરી શકીએ અને આપણે જ તે દૂર કરવો જોઈશે. આ બહેનોને સમાજ પાછી સ્વીકારશે એવી ખાતરી આપી શકીએ તો તેમનામાંની ઘણીને તેમના આ જાતના જીવનમાંથી આપણે છોડાવી શકીશું; કાંઈ નહિ તો, પોતાની દીકરીઓને એ ધંધામાં ન હોમવાનું તેમને જરૂર સમજાવી શકીશું, એવો મને વિશ્વાસ છે. મારા અંગત સંબંધમાં આવવાથી જે આવી ત્રણ છોકરીઓ બચી છે ને પરણીને સુખી થઈ છે તેમને માટે મને મગરૂબી છે. આવા હજારો બહેનોને શું ન બચાવી શકાય? પુરુષો માટે એક કાયદો અને સ્ત્રીઓ માટે જુદો, એમ લાંબા વખતથી ચાલતું આવ્યું છે. આ બાબતમાં પુરુષનો ગુનો

સ્ત્રીના જેટલો જ હોય છે. તો પણ સમાજ એવા પુરુષોથી અળગો રહેતો નથી. આપણે જેમ હજારો ફ્લૉરેન્સ નાઇટિંગેલ માગીએ છીએ તેમ જોસેફાઇન બટલર જેવી હજારો સ્ત્રીઓ પણ આ કમનસીબ બહેનોની સેવાને માટે આપણને જોઈએ છે.

## કોમી એકતા

કોમી કુસંપનો કીડો આપણા રાષ્ટ્રજીવનના મર્મને કોરી ખાય છે. જે લોકો માણસ માણસ વચ્ચે ધિક્કાર અને અવિશ્વાસ ફેલાવી રહ્યા છે તેઓ આખી માણસજાતની મોટી કુસેવા કરે છે. કોઈ પણ ધર્મ એવો નથી જે માણસોને પરસ્પર પ્રેમ રાખવાનો ઉપદેશ ન કરતો હોય. માણસે ધર્મનો જે દુરુપયોગ કર્યો છે તેણે આપણા દેશની જ નહિ, આખી દુનિયાની અવદશા કરી છે. આ ઝેર આગેવાનોમાંથી ઊતરીને આપણા સામાન્ય લોકોમાં પણ ફેલાતું જાય છે, એ હકીકત તરફ આપણે આંખ આડા કાન કર્યે હવે ચાલવાનું નથી. આપણે સ્ત્રીઓએ સમાજમાં આપણું જે ઉચ્ચ કાર્ય છે તેને ઓળખવું જોઈએ. તે કાર્ય પાર પાડવાનું જો આપણને ઊગી ગયું હશે તો આ વિખવાદો અને ધર્મનાં આવાં વિપરીત સ્વરૂપો જે સરવાળે અર્થ વગરની બાબતો પર ભાર મૂકે છે ને જીવનના નૈતિક તેમ જ આધ્યાત્મિક વિકાસને માટે અત્યંત મહત્ત્વની બાબતોને બાધા કરે છે, તેમની સામે આપણી ઉમદા લાગણીઓ પોકાર કરી ઊઠશે. આજની સ્થિતિમાં દલીલો કે વાદાવાદનો કશો અર્થ નથી. અને મને તો લાગે છે કે છાપાંમાં અને જાહેર સભાઓમાં આ વિષે હમણાં જેટલું ઓછું કહેવાય તેટલું સારું. પણ આ વગર સમાજસેવાના બીજા જે ઘણા સમાન ઉપાયો છે તે શોધીને તેમને આપણે અમલમાં મૂકવા જોઈએ. સ્ત્રીઓ તરીકે આપણે પોતાને માટે તેમ જ આપણાં સંતાનો માટે આપણે જે કંઈ માગીએ છીએ તેની સર્વ કોમના પુરુષાર્થને પરિણામે થયેલી વહેવારુ સિદ્ધિમાં કોમ કોમ વચ્ચે એવો અતૂટ સંબંધ આખરે ઘડાશે, જે આપણા દેશમાં તેમ જ જાતિઓની વધારે બહોળી દુનિયામાં ન્યાત-જાતના અને ધર્મના ભેદોથી પર હશે.

૨

# ગામડાંમાં સેવા કરનારાંઓને

આપણી સંસ્થાઓએ હજી ગામડાંઓમાં પ્રવેશ કર્યો નથી. અને હિન્દ તો ગામડાંઓનો દેશ છે. હિંદને જીવવું હોય તો ગામડાંઓના જીવનમાં નૈતિક, સંસ્કૃતિનાં અને આર્થિક, એ બધાં અંગોને ફરી જીવતાં કરીને જ જીવી શકશે. ઘણાં વરસ પહેલાં મેં સૂચવ્યું હતું કે, આપણી પરિષદની દરેક શાખા પોતાના વિભાગમાંથી કંઈ નહિ તો એક ગામને સેવા માટે પસંદ કરી લે તો તેઓ રાષ્ટ્રના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપશે. હું આ અપીલ ફરી કરું છું. પણ મને લાગે છે કે આપણાં શહેરોમાં રહેનારી અને આપણી જૂની પેઢીની બહેનોમાંથી જૂજ બહેનો ગામડાંના જીવનને અનુકૂળ થઈ શકશે. પણ આપણે ગામડામાં જઈને નહિ રહીએ ત્યાં સુધી કશી સાચી સેવા કરી નહીં શકીએ. તેમ છતાં પરિષદની શાખાઓ પોતપોતાના વિભાગમાંથી જે ગામ પસંદ કરે તેની વારંવાર મુલાકાત કરવાનું રાખે, અને આપણી સર્વોચ્ચ સમિતિએ દોરી આપેલી તેમ જ મંજૂર કરેલી પદ્ધતિએ કામ કરનારા એક કે વધારે કાર્યકર્તાઓ ત્યાં રાખે તો ઘણું કામ નીપજે. નવી પેઢીને પોતાનું જીવન ગ્રામસેવાને અર્પણ કરવાની આપણે અપીલ કરીએ. આવું ગ્રામસેવાનું કામ માથે લેનાર સ્ત્રીઓને જોખમો વહોરવાનાં છે એમાં સંદેહ નથી. મને લાગે છે કે આ કામને માટે જુવાન પરણેલાં જોડાંઓ જો ગામના લોકો સાથે ભળીને એકરૂપ થવાને ખુશી હોય તો વધારે અનુકૂળ નીવડે. અને આ કામમાં જોખમો હોય તોયે તે ખેડવાં જોઈ શે. 'સાહસ કર્યા વગર કશું મળતું નથી', એ વચનમાં પહેલાના કરતાં આજે વધારે તથ્ય છે. આપણાં ગામડાં આકર્ષક તો નથી જ. ત્યાં વસતા લોકોની ગરીબીની વાત કોરે રાખો તો પણ એકંદરે તે ઘોર અજ્ઞાનમાં ડૂબેલા હોય છે. તેઓ કાંઈ જાણતા નથી, કોઈ પણ વસ્તુની કદર કરવાની સહજબુદ્ધિ તેમને રહી નથી, અને માંડ પોતાના ગુજારા જેટલું કૂટી કાઢવામાં પણ તેમને મહા મુશ્કેલી પડે છે. બીજા

કરતાં અણખેડાયેલા ખેતરમાં કરેલી ખેતીનો ફાલ વધારે આવે છે. એટલે જો આપણામાં શ્રદ્ધા, સંકલ્પ અને શક્તિ હોય અને કાર્યકર્તાઓ પૂરતા હોય તો આપણે ગામડાંના લોકોને, કાંઈ નહિ તો કેળવણી આપવાનું, ગામડાનાં ઘરોમાં અને રસ્તાઓમાં જામેલું કચરાનું ને ગંદકીનું રાજ નાબૂદ કરવાનું અને રોગોનું પ્રમાણ ઘટાડવાનું, આપણે ધારીએ છીએ તેના કરતાં વધારે જલદી કરી શકીએ. પણ, આ બોજો ઊંચકીને ડુંગર ચઢવા જેવું કપરું કામ છે. એને માટે સાચા મિશનરીની ધગશ ને ઉત્સાહની જરૂર છે. ગમે તે વેઠવું પડે ને ગમે તે મુશ્કેલી હોય, પણ આ કામ આપણે ઉપાડવું જોઈએ. આ કાર્યમાં પણ સ્ત્રીઓ અને બાળકોને વ્યક્તિગત તેમ જ સામાજિક તંદુરસ્તીના સાદા નિયમો શીખવવાનું, લખતાંવાંચતાં શીખવવાનું, સામાન્ય જ્ઞાન આપવાનું અને આખા ગામને વાળીઝૂડીને સાફ કરવાની લડત ચલાવવાનું કામ કરવા ઉપરાંત આપણે ગામડાંના લોકોને સહકારના અમૂલ્ય ફાયદા સમજાવવાના છે. ગામ બધા ગામલોકોનું છે, એટલે ત્યાંની આરોગ્ય સંબંધી સ્થિતિ સુધારવા જો ખાડા-જાજરૂ બનાવવાં હોય તો તેમાં બધાંએ સાથ આપવો જોઈએ. ખાડા પૂરવાના હોય કે પગથીઓ ને રસ્તાઓ બનાવવાના હોય તો તેમાં બધાંએ ભેગી મજૂરી કરવી જોઈએ. જો ગામમાં નિશાળ કાઢવાની હોય તો તેમાં બધાં — બધા લોકોનાં ને કોમોનાં — બાળકો આવે. જો કોઈ ગૃહ-ઉદ્યોગ સજીવન કરવાનો હોય તો તેમાંથી થતી આવક આખા ગામની ગણાય. ગામડાંના લોકોને પોતાની મજૂરીમાંથી પહેલાં ખોરાક અને કપડાં મળવાં જોઈએ અને પછી જે વધે તે તેમણે પડોશીઓને આપવું જોઈએ. જો ગ્રામપંચાયતની પદ્ધતિ પાછી સજીવન થવાની હોય — હું માનું છું કે તેને સજીવન કરવી જોઈએ — તો તેના સભાસદોને ચૂંટવાનો અધિકાર જેટલો પુરુષોનો હોય તેટલો જ સ્ત્રીઓનો હોવો જોઈએ. ગામડાંના લોકોને પોતપોતાના ગામ માટે અભિમાન રહેવું જોઈએ. તેમની પોતાની તથા આજુબાજુની ચોખ્ખાઈ માટે ગામડાં વચ્ચે પ્રસંગોપાત્ત હરીફાઈઓ રાખવી જોઈએ, જેથી ગામડાંનાં લોકો પોતાના ગામને ઇનામલાયક ઠરે તેટલું ચોખ્ખું રાખવામાં આપણા કાર્યકર્તાઓને સહકાર આપવાને તૈયાર થાય.

આખા ગામના હિતને માટે સૌ સહકારથી મજૂરી કરે એ આપણું ધ્યેય હોય, જેથી આપણાં ગામડાં પોતાના પગ પર ઊભાં રહેતાં શીખે અને કોરટોમાં થતો નકામો ખર્ચ અટકે. ગામડાંઓ આપણા દેશના રાજવહીવટમાં પ્રાથમિક ઘટકો થશે એટલે ત્યાં જ સહકારનો પાઠ બરાબર શીખીને તેનો અમલ કરવામાં આવે તો એટલી એક વાતથી જ આપણાં શહેરોના રહેવાસીઓમાં જણાતો બધો કુસંપ અલોપ થઈ જશે એની મને ખાતરી છે. આપણાં કાર્યકર્તાઓએ પોતાનાં ઘર અને આસપાસની જગ્યા તદ્દન સ્વચ્છ રાખવી જોઈએ, હાથે દળેલો કે બળદની ઘંટીએ દળેલો લોટ તથા હાથે ખાંડેલા ચોખા ખાવા જોઈએ, અને શાકભાજી પોતાના ગામડામાં થતાં હોય તે જ ખાવાં જોઈએ. તેમણે રોજ કંઈ ને કંઈ અંગમહેનતનું કામ કરતા રહેવું જોઈએ ને મજૂરીની તેમને સૂગ ન હોય. ટૂંકમાં તેઓ જે જે વસ્તુનો ઉપદેશ કરે તે તેમણે પોતે કરી બતાવવી જોઈએ. એમ થાય તો, એટલું બધું અણસમજુ કોઈ ન હોય જે થોડા વખતમાં તેમના દાખલાનું અનુકરણ કરતું ન થાય. ચોખ્ખું પાણી, ચોખ્ખાઈ અને તંદુરસ્તી, માંદગી અને રોગ, નિરક્ષરતા અને અજ્ઞાન, અસ્પૃશ્યતા, બાળલગ્નો, વિધવાલગ્નો — આ બધા પ્રશ્નો ગામડાંઓમાં ઊભા છે. કેટલીક જગ્યાએ દારૂ, જુગાર અને તમાકુની બદીનો પણ સામનો કરવાનો હશે. ઉપર સૂચવેલા સુધારાઓ ઉપરાંત દરેક જગ્યાએ ગામડાંના લોકોને પોતાની નવરાશના વખતનો બરાબર ઉપયોગ કરવાનું શીખવીને પોતાના ગુજારા જોગી કમાણીમાં વધારો થાય એવા હાથ-ઉદ્યોગોને સજીવન કરવાનો પ્રશ્ન પણ છે. કાંતણ અને વણાટના ઉદ્યોગોને ખીલવવા જોઈએ. આ ઉદ્યોગોએ પોતાની કિંમત સાબિત કરી આપી છે. કાર્યકર્તાઓ દરેક જગ્યાએ તે તે જગ્યાના જાણીતા અને અનુકૂળ ઉદ્યોગો શરૂ કરે. વળી બાળકોને કેળવણી આપવાની પણ ભારે જરૂર છે. અને તેમને પાયાની કેળવણીની યોજના પ્રમાણે કેળવણી આપવી જોઈએ. તેમાં શીખવવાનો ઉદ્યોગ ભલે ગમે તે રાખવામાં આવે. આ બાબતમાં પણ સેવાની ધગશવાળી બહેનોએ તરત જ શ્રી. આશાદેવીની સાથે સંબંધ બાંધીને પાયાની કેળવણીની

તાલીમ લેવી જોઈએ. વિદ્યાર્થી બહેનોએ સત્ર દરમ્યાન પોતાના નવરાશના સમયમાંથી નજીકનાં ગામડાંની સેવા માટે વખત આપવો જોઈએ અને રજાઓમાં તો વળી વધારે સમય આપવો જોઈએ. મેં કહ્યું છે કે ગામડાંની સેવામાં પરણેલાં જોડાં ઘણું કરીને સરસ કામ કરી શકશે, પણ ભાઈબહેન, બે બહેનો કે બે બહેનપણીઓ પરણેલાં જોડાં જેટલું જ સરસ કામ ન કરી શકે, એમ માનવાનું કંઈ કારણ નથી. જુવાન સ્ત્રીઓને એકલાં એકલાં ગામડાંઓમાં જઈને રહેવાનું કામ કઠણ છે. તેમાં જોખમો તો છે જ, પણ વધારામાં ત્યાં સરખી બુદ્ધિ ને સરખી સમજવાળા લોકોની સોબત નથી મળતી તે સૌથી મોટી મુશ્કેલી છે, અને તેને લીધે થોડો વખત કામ કર્યા પછી માણસ ને તેનો ઉત્સાહ બન્ને ભાંગી પડે છે. વળી ગામડાંમાં કરવાનું કામ પણ એટલું બધું છે કે બે જણ પણ તેને મુશ્કેલીથી પહોંચી વળે. પણ આ જીવન જ ક્યાં એક સાહસ નથી? અને હમેશાં સાહસ ખેડવાની હિંમતવાળા લોકો જ ઇતિહાસ રચે છે, એટલે આ મહાન દેશનું ભાવિ સુધારવાનું કે બગાડવાનું જેમના હાથમાં છે તેમની પાસે આપણે હિંમત અને પરાક્રમની જરૂર આશા રાખીએ. *

---

* ઉપરનું લખાયા પછી મહિલા પરિષદે 'સેવ ચિલ્ડ્રન ફંડ' (બાળરક્ષા ફાળો) અને 'હોમ ફોર ઓરફન્સ' (અનાથાશ્રમ)નું ફંડ બંગાળમાં અને બીજા દુકાળવાળા વિભાગોમાં શરૂ કર્યું છે. આ બાળકોને 'પાયાની કેળવણી'ની પદ્ધતિ પ્રમાણે કેળવણી આપવાની છે એ જાણીને આનંદ થાય છે અને આપણે આશા રાખીએ કે આ બાળકોમાંથી આપણને મજબૂત બાંધાનાં અને તંદુરસ્ત માનસવાળાં યુવાનો અને યુવતીઓ મળશે, જેઓ કેળવણી અને સામાન્ય તાલીમના રૂપમાં પોતે જે મેળવવાને ભાગ્યશાળી થયાં છે તેનાથી સોગણું ગામડાંને પાછું આપશે. શ્રી કસ્તૂરબા સ્મારક ફાળો પણ હવે તો ઊભો થયો છે. તેના ઉદ્દેશો અને ધ્યેયો ગાંધીજીએ નિશ્ચિતરૂપે જાહેર કર્યાં છે અને તે સ્ત્રીઓને માટે ગ્રામસેવાનું વિશાળ ક્ષેત્ર પૂરું પાડે છે. જે ફાળો આપણી બહેનોનો નૈતિક, બૌદ્ધિક અને આર્થિક દરજ્જો વધારનાર છે તેનાં ટ્રસ્ટીઓ આપણે એકલી સ્ત્રીઓ થઈ શકીએ તેમ નથી એ દુ:ખની વાત છે. ટ્રસ્ટી શબ્દ હું તેના સાંકડા અર્થમાં એટલે કે ફાળાનો કબજો રાખનારા બોર્ડિંગોના અર્થમાં નથી વાપરતી.

તેના સાચા અર્થમાં એટલે કે ઈશ્વરે આપણને ગામડાંની સેવામાં આપણી બધી શક્તિ ખરચી નાખવાનું જે ટ્રસ્ટ સોંપ્યું છે, તે અર્થમાં કહું છું. જો અખિલ ભારતીય મહિલા પરિષદ આ કામ કરવા શક્તિમાન હોત તો હું જાણું છું કે ગાંધીજીએ તે આપણને સોંપી દીધું હોત. પણ જેનાં મૂળ ભારતની ભૂમિમાં ઊંડાં ઊતરેલાં હોય તેવી એક સંસ્થા તરીકે આપણે આપણી હયાતી સાબિત કરી નથી. આપણી સંસ્થા હિંદી સ્ત્રીજનતાનું સાચું પ્રતિનિધિત્વ ધરાવનારી અને તેને માટે કાર્ય કરનારી બની શકે તેને માટે આપણે આપણા વિચારો આપણી પ્રવૃત્તિઓનું ક્ષેત્ર વ્યાપક કરવાની દિશામાં વાળવા જોઈએ.

3

# ધંધાઓ અને જાહેરજીવન

આ પહેલાં મેં કહ્યું છે કે દરેક છોકરીને કોઈ ને કોઈ ધંધો કરતાં આવડે એવી કેળવણી આપવી જોઈએ. તેને પોતાનું ગુજરાન કરવાને જાતે કમાણી કરવાની જરૂર છે કે નથી એ વાત અહીં મુદ્દાની નથી. પરંતુ મૂળમાં સાચી વાત એ છે કે દરેક માણસને પોતાને ગમતા ક્ષેત્રમાં પોતાનો સંપૂર્ણ વિકાસ સાધવાની પૂરેપૂરી તક મળવી જોઈએ. માણસની કેળવણી તે પોતે જે કંઈ પોતાને હાથે કરે છે તેમાંથી થાય છે, એ વાત કેળવણીકારોએ કબૂલ રાખી છે. પણ હવે જાતે મહેનત કરીને જીવવાનું દરેક જણે સ્વીકારવું જોઈશે અને તેથી આપણામાંનાં દરેકમાં એવી મહેનત કરવાની લાયકાત હોવી જોઈએ. કાંઈ કે મહેનત કરીને આજુબાજુના લોકોને મદદરૂપ ન થયાં તેમનું જીવ્યું નકામું છે. દાક્તરો, નર્સો, દાયણો, શિક્ષકો, કળાકારો અને હાથકારીગરીની વસ્તુઓ બનાવનારા પ્રવીણ કારીગરોની આજે ઘણી જરૂર છે. આખા દેશમાં આજે ભણતી બધી છોકરીઓ આ ધંધાઓમાં પડે તો પણ આપણી જરૂરિયાતના પ્રમાણમાં તેમની સંખ્યા દરિયાના એક ટીપા જેટલી થાય. તેથી આપણી બહેનોને સૌથી પહેલી અપીલ આ ખોટ ભરી કાઢવા માટે કરવી જોઈએ. કારણ કે તંદુરસ્તી અને કેળવણી એ બે કોઈ પણ પ્રજાની સુસ્થિતિને માટે સૌથી પ્રથમ જરૂરની બાબતો છે. આ ધંધાઓની બાબતમાં સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે અત્યારે કશી ખોટી હરીફાઈ થવાની નથી. અને મારા અભિપ્રાય મુજબ જે સવાલો પશ્ચિમ ગોળાર્ધના દેશોને ડરાવી રહ્યા છે, અને યુદ્ધ પૂરું થતાં બેકારીનો રાક્ષસ માથું ઊંચકશે ત્યારે વળી વધારે પ્રમાણમાં ડરાવશે, તે સવાલો આપણે જો ડહાપણથી યોજના કરીએ અને જથાબંધ માલ પેદા કરનારાં યંત્રોના ગુલામ થવાનો ઇન્કાર કરીએ, તો આપણને કદીયે મૂંઝવવાના નથી.

પત્રકારિત્વ એટલે કે છાપાંનો, ડેરી એટલે કે ઢોરઉછેરનો, મરઘાંબતકાં ઉછેરવાનો, ખેતીનો, બાગાયત ખેતીનો, સ્થાપત્ય એટલે ઘરો બાંધવાનો વગેરે બીજા ધંધાઓમાં પણ સ્ત્રીઓ ભાગ લે એ મને ગમે. પણ મને લાગે છે કે, આજની ઘડીએ બીજા કોઈ પણ કામ કરતાં સમાજસેવાના ધંધાઓમાં જ તેમની અત્યંત જરૂર છે. એટલે હું ઇચ્છું છું કે તંદુરસ્તીનું શાસ્ત્ર અને કેળવણીને તેઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરે. મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોમાં સ્ત્રીઓને સેવા કરવાની પુષ્કળ તક છે. આ સંસ્થાઓમાં તેઓ શહેરી તરીકેની જવાબદારી અને ફરજની ભાવના દાખલ કરી શકે, જે ભાવનાનો આજે તે સંસ્થાઓમાં એવો અભાવ છે કે કોઈનેયે દુઃખ થાય. મને ખબર છે કે સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં સ્ત્રીઓએ જ્યાં જ્યાં કામ કર્યું છે ત્યાં ત્યાં તેઓ કોમી ઝઘડાઓથી અને અંગત સ્પર્ધાથી દૂર રહી છે. હું ઇચ્છું છું કે આવાં કાર્યો માટે વધારે ને વધારે સ્ત્રીઓ આગળ આવતી થાય. આ ઘડીએ મને લાગે છે કે સ્ત્રીઓ ધારાસભાઓ કરતાં આવી સંસ્થાઓમાં વધારે વહેવારુ એટલે કે ઉપયોગી સેવા કરી શકે. પણ જાહેરજીવનમાં તેમણે ભાગ લેવો જોઈએ એટલી વાત સાચી. હિંદની રાજકીય આઝાદીની લડતમાં તેમણે પોતાની ફરજ ઘણી સારી રીતે અદા કરી છે. જ્યારે રાષ્ટ્રીય મહાસભાએ બતાવેલી હિંમત અને તેનાં બલિદાનોનો પક્ષપાત વગરનો ને આખો ઇતિહાસ સુવર્ણ અક્ષરે લખાશે ત્યારે તેમાં ઘણી બહેનોનાં નામોનો આદરથી ઉલ્લેખ થવાનો છે. સ્ત્રીઓ જ કદાચ સર્વોદય માટે પક્ષાપક્ષીના અને કોમી ઝઘડાઓથી પર રહીને રાજકારણનું ધોરણ સુધારી શકશે. રાજકારણ એક ગંદી રમત શા માટે હોય? ઘણી વાર એમ કહેવામાં આવે છે કે ગાંધીજીએ નીતિ અને રાજકારણને ભેળસેળ કરી નાખ્યાં છે અને તેથી જ રાજકારણમાં તેમને નિષ્ફળતા મળી છે. પણ મને ખાતરી છે કે, તેમને વિશે નિષ્પક્ષપાત અભિપ્રાય આપવાનો વખત આવશે ત્યારે માણસજાતના ભલાને માટે તેમણે આપેલા અનેક ફાળાઓમાં મોટામાં મોટો ફાળો આ રાજકારણમાં સત્ય પર ભાર મૂકવાની જે તેમની વાત છે તે છે, એ સૌ કબૂલ રાખશે. જીવનનાં આધ્યાત્મિક મૂલ્યો વિશેની પોતાની જીવંત શ્રદ્ધાને

કારણે અંધકારમાં ગોથાં ખાતા જગતની વચ્ચે તેમણે એકલાએ એકલે હાથે પોતાની જ્યોત જલતી રાખી છે. મને આશા છે કે સ્ત્રીઓ તો ગાંધીજીને વફાદાર રહેશે જ. કારણ કે તેમણે આપણને સ્ત્રીઓને જેમાં સ્ત્રી પોતાની કુદરતી શક્તિ પિછાને તો પુરુષ કરતાં પણ વધારે ઉમદા ભાગ ભજવી શકે એવા જીવનનો રસ્તો બતાવી આપણો દરજ્જો વધાર્યો છે. ઘણી વાર આપણો એવો વાંક કાઢવામાં આવે છે કે આપણે આજના સવાલો વિષે જોઈતો કે પૂરતો અભ્યાસ કરતાં નથી. મને લાગે છે કે સામાન્ય સ્ત્રીને માટે કરવામાં આવતા આ આક્ષેપમાં ઘણું તથ્ય છે. જાહેરજીવનમાં આપણે આપણા નામને શોભાવે તેવો ભાગ લેવો હોય તો આપણે આજના ઉત્કટ સવાલોનો ઊંડો અભ્યાસ કરીને તેમને પૂરેપૂરા સમજી લેવા જોઈએ. હકીકતો અને આંકડાઓ આપણી આંગળીને ટેરવે રમતાં હોય, અને કોઈ પણ ફરિયાદો અને અસમાનતાઓ દૂર કરવાનાં અને સુધારાનાં સાધનો અને ઇલાજો આપણે કાળજીપૂર્વક વિચારી કાઢેલાં હોવાં જોઈએ, જેથી કરીને દાખલાદલીલોમાં ને આવા સવાલોની ચર્ચાઓમાં આપણે પાછાં પડવાનો વારો ન આવે.

હું ઇચ્છું છું કે સ્વતંત્ર ભારતમાં રાજ્ય તરફથી સમાજસેવાને અંગે કાર્ય કરનારા લોકોને રાજની નોકરીમાં ભરતી કરી તેનું એક ખાતું રાખવામાં આવશે ને તેમાં સ્ત્રીઓ પૂરેપૂરો ભાગ લેશે. અત્યારે પણ સમાજસેવાની શાસ્ત્રીય તાલીમ આપનારી સંસ્થાઓ આપણે ત્યાં નથી એ ખેદની બીના છે. મોસમી છાવણીઓમાં રહેવાથી આવાં કામોનો અમુક જાતનો મહાવરો આવે છે ને છાવણીઓમાં ટૂંકા અભ્યાસક્રમોનું કામ થઈ શકે છે એ વાત સાચી છે, પરંતુ આપણને જરૂર તો એવી સંસ્થાઓની છે જ્યાં આ વિષયોની પૂરેપૂરી શાસ્ત્રીય તાલીમ આપવામાં આવતી હોય.

સ્ત્રીઓએ શીખવાના વિષયોમાં મેં ડેરી એટલે કે ઢોરઉછેરનો, મરઘાંબતકાં ઉછેરવાનો, ખેતીનો, બાગાયત ખેતીનો અને સ્થાપત્યનો, એ ધંધાઓ પણ ગણાવ્યા છે. ગોસેવાનું કામ આપણા સ્વભાવની પ્રેરણાથી અને જાણે કે પરંપરાથી મળ્યું હોય તેમ આપણે ભાગે આવવું જોઈએ, એટલે કે આપણે સ્ત્રીઓએ તે હોંશથી ઉઠાવી લેવું

જોઈએ. ગાયનું સુખ એ આપણી અને આપણાં બાળકોની તંદુરસ્તી તથા સુખનું પ્રતીક નથી ? અને આપણે ગામડાંના લોકોની સેવા કરવી હોય તો ખેતીનું જ્ઞાન આપણે એકલા પુરુષોને માટે જ શામાટે અનામત રાખવું ? યુક્તાહારને માટે ઘણાં જરૂરી એવાં ફળ અને શાકભાજી કરવાની આપણે ખાસ કાળજી રાખવી જોઈએ. હાલ આપણો દેશ ઝૂંપડાંઓનો દેશ છે. એટલે દરેક કુટુંબને રહેવાની ઘટતી જોગવાઈ કરી આપવાની રાષ્ટ્રીય સરકારની સૌથી પહેલી ફરજ હશે. આપણી જરૂરિયાતને અનુકૂળ ઘરોના નકશા બનાવવામાં તથા ઘરો બાંધવામાં સ્થાપત્યની એટલે કે ઘર બાંધવાની કળા જાણનારી બહેનોને પોતાનું બધું જ્ઞાન અને કામનો ઉપયોગ કરવાની પૂરતી તક ને અવકાશ મળશે. ટૂંકામાં આપણા લોકોની સેવા કરવાની આપણી ઇચ્છા હશે અને તેને માટે જરૂરી જ્ઞાન મેળવવા જેટલો ઉદ્યમ કરવાની આપણી તૈયારી હશે તો રાષ્ટ્રજીવનનું એકે ક્ષેત્ર એવું નથી, જેમાં આપણે આપણો ફાળો ન આપી શકીએ, અથવા આપણો ફાળો આપતાં આપણને કોઈ રોકી શકે.

## ૪

# દેશી રજવાડાં

હું દેશી રજવાડાંની છું. મારો જન્મ એક રજવાડાના મહેલમાં થયો છે અને મારા બચપણના દિવસો મેં રજવાડી હિંદના ભપકા ને ઠાઠમાઠમાં વિતાવ્યા છે, એટલે દેશી રજવાડાંઓના કલ્યાણમાં મને ઊંડો રસ હોય જ. આપણાં રજવાડાંઓ જોઈએ તેટલાં સુધર્યાં નથી અને જે હિંદી હિંદ કહેવાય છે તેની દશા બ્રિટિશ હિન્દ કરતાં પણ કેટલીક બાબતોમાં સારી નથી, એટલું જ નહિ ઘણી બાબતોમાં વધારે ખરાબ છે, એ કરુણ કથાનું દુઃખ અપાર છે. બિનજરૂરી ભપકો અને દરબારી વિવેકના નિયમો પર તથા બ્રિટિશ હિન્દમાં ચાલતી રાજપદ્ધતિના છીછરા અનુકરણ પર વધારે પડતો ભાર મૂકવામાં આવે છે. રાજાઓને રાજ્ય ચલાવવાને લાયક બનાવનારી તાલીમ અને કેળવણી મળી નથી, અને તેથી રાષ્ટ્રવાદી હિન્દીઓના મનમાં સ્વાભાવિક રીતે એવી લાગણી થઈ છે કે આપણા ભાવી પ્રજાસત્તાક રાજ્યમાં દેશી રજવાડાંઓને કોઈ જાતનું સ્થાન નથી. પ્રજાસત્તાક શબ્દ મેં વિચારપૂર્વક વાપર્યો છે. કારણ કે મને ખાતરી છે કે હિન્દ પોતે આઝાદ થશે પછી પોતાનું રાજ્ય સમાજવાદના સિદ્ધાંતોને અનુસરીને ચલાવશે. પણ આ નાની ચોપડી મેં કેવળ સ્ત્રીઓને માટે લખી છે એટલે અહીં તો દેશી રજવાડાંઓની બહેનો શું શું કરી શકે તેની જ વાત મારે કરવાની રહે છે. ગામડાં અને શહેરોની સેવા વિશે અત્યાર સુધીનાં પાનાંઓ પર જે જે મેં કહ્યું છે તે બધું દેશી રજવાડાંઓને પણ જેવું ને તેવું લાગુ પાડી શકાય તેવું છે. પણ મને એમ તો જરૂર લાગે છે કે પોતપોતાનાં રજવાડાંમાં રાણીઓએ સમાજસેવાની બાબતમાં આગેવાની લેવી જોઈએ. જેમ આપણે સુખી ઘરની અને કેળવાયેલી સ્ત્રીઓ આપણા વિશાળ સ્ત્રી-સમાજથી વિખૂટી પડી ગઈ છીએ, તે જ પ્રમાણે આ રાણીઓ પોતાની

ગરીબ પ્રજાથી સાવ વિખૂટી પડેલી છે. રાજાપ્રજા વચ્ચેનું આ અંતર ભાંગવું જોઈએ. જીવનની રહેણી સાદી કરીને, મોજમજા ઓછી કરીને તથા બિનજરૂરી વસ્તુઓ માટેનો ખર્ચ ઘટાડીને પોતાનું ઉડાઉપણું તેમણે ઘટાડવું જોઈએ. તેમણે પોતાની છોકરીઓને સાચી કેળવણી આપીને સારો દાખલો બેસાડવો જોઈએ; જે રાણીઓએ પોતાના જ જીવનમાં શોકનું સાલ વેઠીને પોતાને હલકી પડતી જોઈ છે, તેમણે પોતાની છોકરીઓને જીવતી પર આપવાનો ઇન્કાર કરવો એ જ કુદરતી ગણાય. પડદાના ભયંકર રિવાજ સામે તેમણે બળવો ઉઠાવવો જોઈએ. દેશી રજવાડાંઓમાં રાજાઓ પોતે કોઈ પણ સુધરેલા સમાજને જરૂરી ગણાય તેવાં ધોરણોનો અમલ ન કરે તો તેમનાં રાજ્યોમાં કોઈ પણ સમાજસુધારાની કશી કિંમત ન રહે એ દેખીતું છે. જૂની પુરાણી અને દુષ્ટ રૂઢિઓ આગળ આ રાણીઓ કેટલી લાચાર હોય છે તેની મને ખબર છે, અને એવી ઘણી બહેનો માટે મારું હૃદય રડે છે. પણ 'હિંમતે મરદા તો મદદે ખુદા' એ કહેવતના સત્ય પ્રમાણે મૂંગે મોઢે સહન કરવાનું બંધ કરવાનો વખત તેમને માટે પણ આવી ગયો છે. તેમને માટે હમદર્દી બતાવનારા લોકો પણ ઓછા નથી, અને તેઓ જુલમગાર રાજાઓની સામે કંઈ નહીં તો લોકમત તો કેળવશે જ. ઓછામાં ઓછું પોતાની પ્રજાની બહેનોને કેળવણી અપવાનું અને તેમનામાં ચેતન પ્રગટાવવાનું કામ રાણીઓને અશક્ય નથી. તેઓ ઘરો, સ્વચ્છ પાણી, તંદુરસ્તી, માંદાની સારવાર, રોગો અટકાવવા, તબીબી રાહત, સ્ત્રીઓ માટે પુરુષોના જેટલો જ પગાર, માતાઓ અને બાળકો માટે આરોગ્યગૃહો, પાયાની કેળવણી, ઘોડિયાંખાતાં, બાળઉછેરખાતાં, ગૃહઉદ્યોગ શાળાઓ, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામોદ્ધાર અને એવા બીજા બધા સમાજ સુધારાની યોજનાઓ કરીને તેને અમલમાં મૂકી શકે. બ્રિટિશ હિન્દમાં, આવાં કાર્યો કરવામાં પણ અમલદારોના પૂર્વગ્રહોને કારણે વિરોધનો જે સામનો કરવો પડે છે તે આ રાણીઓને નહીં કરવો પડે અથવા ન કરવો પડવો જોઈએ. અમુક રાજ્યોમાં ઘરો તથા ગ્રામોદ્ધાર અને અસ્પૃશ્યતાનિવારણ તથા હાથઉદ્યોગોની ખિલવણીની બાબતમાં કેટલું બધું કરવામાં આવ્યું છે તે હું જાણું છું. પણ એ બધું દરિયામાં

ખસખસ બરાબર ગણાય. રાજાપ્રજા વચ્ચેનું અંતર ઘણું વિશાળ છે. આ અંતર ભાંગવાનો પ્રયત્ન કરવાનું કામ રાણીઓનું છે. જો તેઓ આગેવાની લે તો તેમને સાથ આપનારી ઘણી બહેનો તેમને દેશી રજવાડાંઓમાંથી જ મળી રહેશે. જે રાજ્યોમાં સત્તા મુખ્યત્વે સમાજના હાથમાં હશે તે રાજ્યો જ ભવિષ્યમાં ટકી શકશે એ આપણાં રજવાડાંઓ અત્યારથી જાણી લે તો તેમને માટે ડહાપણનું અને સરવાળે લાભકારક થશે. પોતાનાં રજવાડાંઓની સરકારના વડાઓ તરીકે પોતાની પ્રજાની સેવાને કારણે તેઓ સર્વાનુમતે ચૂંટાઈ આવે તો તેમને માટે કેટલું અદ્ભુત કહેવાય !

## ૫

# આંતરરાષ્ટ્રીયતા

આપણી પોતાની આઝાદી માટે આપણે લડતાં હોઈએ ત્યારે આપણી બધી શક્તિ અને આપણું આખું ચિત્ત આપણા દેશના જાતજાતના સવાલોમાં રોકાઈ જાય એ સ્વાભાવિક છે. પણ આપણા દેશની સરહદની પાર ન જોવાનું આપણને પાલવે તેવું નથી. વૈજ્ઞાનિક શોધોને પરિણામે દુનિયા સાંકડી એટલે કે નાની બની ગઈ છે, અને તે શોધોએ, આપણને ગમે કે ન ગમે, તો પણ આપણને એકબીજાની નજીક લાવી મૂક્યાં છે. એક પછી એક થયેલાં બે મહાયુદ્ધોએ પણ બતાવી આપ્યું છે કે, એક રાષ્ટ્રનાં કાર્યોની અસર તેના પડોશી રાષ્ટ્ર ઉપર જ નહીં, તેથી કેટલીયે દૂર સુધી પહોંચે છે. વળી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ગમે તેટલી જુદાઈ અથવા જુદાપણું દેખાતું હોય તો પણ દુનિયા આખી સરવાળે એક છે, અને દુનિયામાં શાંતિ સ્થાપવી હોય તો આપણે એવી દુનિયા રચવી જોઈશે જેમાં માણસ માણસ વચ્ચે ભાઈચારો ને શુભેચ્છાની લાગણી હોય. બીજાં રાષ્ટ્રોને પોતાના કાબૂમાં રાખવાની ઘેલી તૃષ્ણા ત્યારે જ દૂર થશે જ્યારે આર્થિક લાભ એટલે કે નફો કરવાના લોભના કરતાં માનવમૂલ્યોની કિંમત વધારે આંકવામાં આવશે. જે માનવ સંબંધોમાં સંસ્કૃતિને નામે, ધર્મને નામે કે બીજા કોઈ પણ નામે માણસને પોતાના જેવા જ માણસનો સંહાર કરવામાં આનંદ આવે છે તે સંબંધોની આખી ઇમારતના ચણતરના પાયામાં જ કાંઈક વાંકું હોવું જોઈએ. વેરથી વેર ન શમે. વેરથી વેર વધે જ. અને હિંસાથી જે મળશે તેનો તેથીયે વધારે મોટી હિંસાથી નાશ થવાનો છે. આ પાયાનું સત્ય સ્ત્રીઓએ પોતપોતાના દેશના લોકોના દિલમાં ઠસાવવાનું છે. સુલેહના કોલકરારોના પાયામાં જ્યાં સુધી દ્વેષની ભાવના રહેલી છે, અને વિજેતાઓ તરીકે જે લોકો

ઓળખાય છે તેમનામાં પોતાના સદ્‌ગુણો પર ભાર મૂકવાનું અભિમાન તેમ જ ઢોંગ રહેલાં છે, ત્યાં સુધી એ કોલકરારોથી કાંઈ વળવાનું નથી. સ્ત્રી કુદરતી રીતે જ જીવનની પાલન કરનારી શક્તિ છે. તે શક્તિમાંથી જ જીવનનો ઉદ્‌ભવ થાય છે. સ્ત્રીઓ તેમના દિલને ઘેરી વળેલા રાષ્ટ્રવાદની સંકુચિત ભાવનાની દીવાલો તોડી પાડવા જેટલું તેને ઉદાર તેમ જ મહાન બનાવે તો તેઓ જીવન પર સહેજે પોતાની અસર પાડે. જેમ સામ્યવાદ દુનિયાના મજૂરોને એક થવાની હાકલ કરે છે તેમ આપણે દુનિયાની સ્ત્રીઓએ એક થવું જોઈએ, અને જીવન જીવવાને લાયક બને તે માટે આપણે આપણું સર્વસ્વ હોમવું જોઈએ. પ્રેમનો પ્રભાવ સર્વવ્યાપી છે. તે સર્વને જીતે છે. આપણે આપણામાં રહેલી નૈતિક શક્તિને ઓળખીએ અને ગમે તે સ્વરૂપે પોતાનું માથું ઊંચું કરનારી હિંસા સાથે અસહકાર કરી શકીએ, તો આપણામાં રહેલી પ્રેમની ભાવનાથી આપણે બીજા લોકોને પણ રંગીશું.

૬

# ઉપસંહાર

મારાં સહકાર્યકર્તાઓમાંનાં કોઈને માટે મેં આમાં કશું નવું કહ્યું છે, એમ મને લાગતું નથી. પણ આપણે જેટલી દિલોજાનીથી સેવા આપવી જોઈએ તેટલી દિલોજાનીથી આપણામાંની ઘણી ઓછી બહેનો આપે છે. એટલે મને એવી આશા છે કે મારા કહેવાની કાંઈક અસર થશે અને જે બહેનો નાસીપાસ થઈ છે તથા જેમને ક્યાંથી અને કેમ શરૂઆત કરવી તેની સૂઝ પડતી નથી તેમને મદદ થશે. આ બધા ઉપરાંત મને એવો વિશ્વાસ છે કે યુવાન બહેનોને સેવા માટે તૈયાર થવાની મારી વિનંતી નિષ્ફળ નહીં જાય. જે પરદેશી રાજ્યે આપણા માનસને હીન બનાવી દીધું છે અને આપણું નૈતિક, ભૌતિક અને સાંસ્કૃતિક સત્યાનાશ ન વાળ્યું હોય તોયે આપણું અપાર નુકસાન કર્યું છે, તે પરદેશી હકૂમતની ઝૂંસરી નીચે રહેતાં એવાં આપણે આપણી ગુલામીની બેડીઓમાંથી છૂટીએ નહીં ત્યાં સુધી આપણે ઝાઝું કરી શકવાનાં નથી, એ વાતનું મને ભાન છે. પણ ઘોર અંધારી રાતનું અંધારું પણ સૂર્યોદય વખતે નાશ પામે છે એ વાત જેટલી નક્કી છે, તેટલું જ નક્કી એ પણ છે કે આપણે સ્વતંત્ર થવાનાં છીએ, અને તે મહાન દિવસની તૈયારી માટે જ આપણે સ્ત્રીઓ વધારે ને વધારે સેવા દેશને અર્પણ કરીએ એવી હું વિનંતી કરું છું. એક પળનો પણ વિલંબ કર્યા વગર અત્યારે ને અત્યારે આપણે જો ભવિષ્યને માટે કામ કરવા મંડી જઈએ તો ભવિષ્ય આપણું જ છે. ભવિષ્ય કાળમાં આપણી આશાઓ વસે છે અને ભૂતકાળ આપણને પાઠો આપે છે. પણ જો આપણે વર્તમાનનો ઉજ્જવળ સમય આપણા હાથમાંથી સરકી જવા દઈએ તો આપણી આશાઓ કદી ફળતી નથી. જ્યારે સ્વાતંત્ર્યનો શુભ દિવસ ઊગે ને આપણી પોતાની સરકાર એવા સેવકો શોધે જેઓ તેની આજ્ઞા

પ્રમાણે જે જે કંઈ ભૂરું હોય તેનો નાશ કરવાને, અને મોટામાં મોટી સંખ્યાના લોકોનું વધારેમાં વધારે હિત સાધવામાં સહાયરૂપ થાય તેવી બધી વસ્તુઓ સિદ્ધ કરવાને નીકળી પડે, ત્યારે આપણી સ્ત્રીઓને માટે એવું ન કહેવાઓ કે આપણે આપણા રસ્તામાં આવતા અંતરાયો દૂર કરવા માટે સખત મહેનત કરવી જોઈતી હતી તે વખતે આળસુ થઈને પડી રહ્યાં હતાં. આપણો વારસો સમૃદ્ધ છે. આપણે એ વારસો ભોગવવાની આપણી લાયકાત સિદ્ધ કરીએ.

મનોર વિલા,
સિમલા, ૧૯૪૩.
સુધારી, ૧૯૪૫.

## વિદ્યાર્થી, કાર્યકર્તાઓ, શિક્ષકો વગેરેએ વાંચવા જેવું સાહિત્ય

| | | |
|---|---|---|
| ગાંધીજીની આત્મકથા | | ૨—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ગાંધીજી | ૦—૮—૦ |
| અનાસક્તિયોગ | ,, | ૦—૪—૦ |
| ત્યાગમૂર્તિ | ,, | ૧—૦—૦ |
| ગામડાંની વહારે | ,, | ૦—૨—૦ |
| એક સત્યવીર કથા | ,, | ૦—૨—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ,, | ૦–૧૨—૦ |
| વર્ણવ્યવસ્થા | ,, | ૦–૧૨—૦ |
| મંગળપ્રભાત | ,, | ૦—૩—૦ |
| વ્યાપક ધર્મભાવના | ,, | ૨—૦—૦ |
| ધર્મમંથન | ,, | ૧—૮—૦ |
| સર્વોદય | ,, | ૦—૩—૦ |
| હિંદ સ્વરાજ | ,, | ૦—૬—૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | મહાદેવ દેસાઈ | ૧–૧૨—૦ |
| એક ધર્મયુદ્ધ | ,, | ૦—૬—૦ |
| જીવતા તહેવારો | કાકા કાલેલકર | ૧—૦—૦ |
| ગીતાધર્મ | ,, | ૧—૦—૦ |
| જીવનસંસ્કૃતિ | ,, | |
| જીવનવિકાસ | ,, | |
| કેળવણીના પાયા | કિ. ઘ. મશરૂવાળા | ૧—૦—૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ,, | ૦–૧૨—૦ |
| યંત્રની મર્યાદા | નરહરિભાઈ પરીખ | ૦–૧૪—૦ |
| કન્યાને પત્રો | ,, | ૦—૮—૦ |
| ભારતસેવક ગોખલે | જુગતરામ દવે | ૧—૮—૦ |
| સર્વોદયની જીવનકળા | જેકસ કૃત | ૨—૦—૦ |
| મનુષ્યની સર્વાંગીણ કેળવણી | ,, | ૦–૧૪—૦ |
| આપવીતી | ધર્માનંદ કોસંબી | ૧—૪—૦ |

| | | |
|---|---|---|
| વર્ધા શિક્ષણ યોજના | | ૧—૦—૦ |
| સ્વદેશી સમાજ | રવીન્દ્રનાથ ટાગોર કૃત | ૦—૮—૦ |
| ઇન્દુને પત્રો | જવાહરલાલજી કૃત | ૧—૪—૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન ૧-૨ | ,, | ૧૧—૦—૦ |
| મારી જીવનકથા | ,, | ૪—૦—૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | | ૧—૮—૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવી | શ્રી. રાધાકૃષ્ણન કૃત | ૦-૧૪—૦ |
| હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર | વિઠ્ઠલદાસ કોઠારી | ૧—૮—૦ |
| મારું ગામડું | બબલભાઈ મહેતા | ૦-૧૦—૦ |
| મારી વ્યાપક કેળવણી | બુકર ટી. વોશિંગ્ટન | ૧—૪—૦ |
| મધુકર | વિનોબા ભાવે | ૨—૦—૦ |
| આહાર અને પોષણ | ઝવેરભાઈ પટેલ | ૦—૮—૦ |
| હિંદનો કોમી ત્રિકોણ | (અશોક મહેતા, અચ્યુત પટવર્ધન કૃત) | ૩—૦—૦ |

---

# “શિક્ષણ અને સાહિત્ય”

શિક્ષણ તથા સાહિત્ય અને રાષ્ટ્રની સમગ્ર પુનર્ઘટનાના પ્રશ્નોનો વ્યાપક દૃષ્ટિએ વિચાર અને ચર્ચા કરનારું માસિક પત્ર.

વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

જાનેવારી કે જુલાઈથી ગ્રાહક શરૂ કરવામાં આવે છે. વચ્ચેથી ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે.

